एष हि नय सङ्ख्यानत्याज्जीवाना बहुत्वमेवेच्छति यथार्थग्राही,

शेषास्तु नया जात्यपेक्षमेकस्मिन् बहुवचनत्वम्, बहुषु च बहुवचन सर्वाकारित-ग्राहिण, इति।

एवम्-सर्वभावेषु नयवादानुगम कार्य ।

अत्राह—

"अथ-पञ्चाना सविपर्ययाणा कानि को नय समाश्रयते ?" इति।

अत्रोच्यते—

नैगमादयस्त्रय सर्वाण्यष्टौ श्रयन्ते-

ऋजुसूत्रनयो मतिज्ञान-मत्यज्ञानवर्जानि षट्।

अत्राह—

"कस्मान् मति सविपर्यया न श्रयते ?" इति।

अत्रोच्यते—

श्रुतस्य सविपर्ययस्योपग्रहत्वात्।

शब्दनयस्तु द्वे एव मतिज्ञान केवलज्ञाने श्रयते।

अत्राह—

"अथ कस्मान्नेतराणि श्रयते ?" इति।

अत्रोच्यते—

मत्यवधि मन.पर्यायाणा श्रुतस्यैवोपग्राहकत्त्वात्, चेतना-ज्ञस्वाभाव्याच्च सर्वजीवाना नास्य कश्चिन् मिथ्यादृष्टिरज्ञो वा जीवो विद्यते, तस्मादपि विपर्ययान् न श्रयते, इति।

अतश्च प्रत्यक्षानुमानोपमानाप्तवचनानामपि प्रामाण्यमभ्यनुज्ञायते, इति।

आह च—

विज्ञायैकार्थपदा-न्यर्थपदानि च विधानमिष्ट च।
विन्यस्य परिक्षेपात् नयै परीक्ष्याणि तत्त्वानि ॥ १ ॥
ज्ञान सविपर्यास त्रय श्रयन्त्यादिता नया सर्वम्।
सम्यग्दृष्टेर्ज्ञान मिथ्यादृष्टेर्विपर्यास ॥ २ ॥
ऋजुसूत्र षट्श्रयते मते श्रुतोपग्रहादनन्यत्वात्।
श्रुत केवले तु शब्द श्रयते नान्यच्छ्रुताङ्गत्वात् ॥ ३ ॥
मिथ्यादृष्ट्यज्ञाने न श्रयते नास्य कश्चिदज्ञोऽस्ति।
ज्ञस्वाभाव्याज्जीवो मिथ्यादृष्टिर्न चाप्यस्ति ॥ ४ ॥
इति नयवादाश्चित्रा क्वचिद् विरुद्धा इवाथ च विशुद्धा ।
लौकिकविषयातीता तत्त्वज्ञानार्थमधिगम्या ॥ ५ ॥ ॥ १-३५. ॥

इति-श्रीतत्त्वार्थाधिगमेऽर्हत्प्रवचनसङ्ग्रहे प्रथमोऽध्याय ।

દશપૂર્વધર–શ્રીમદ્ઉમાસ્વાતિ–વાચકવર–વિરચિત–

# સ્વોપજ્ઞ ભાષ્યે યુક્ત–
# શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્રોનો

## ગૂર્જર ભાષા પર્યાય.

### સબંધ કારિકા [૨]

[૩]જે [ આત્મા ], સમ્યગ્દર્શનથી શુદ્ધ થયેલા જ્ઞાન અને ચારિત્ર પામી શકે છે, તે [ આત્મા ]નો, દુઃખોનુ નિમિત્ત છતા–આ જન્મ સફળ છે ૧

કર્મોના ક્લેશોથી ઘેરાયેલા આ જન્મમા એવા પ્રયત્નો કરવા જોઇએ, કે જેથી કરીને—

(૧) કર્મોના ક્લેશોનો નાશ થઈ જાય

એ [ ખરેખરો ] પરમાર્થ છે ૨.

અથવા—

આરંભક સ્વભાવના દોષો [ આત્મામાં ] હોય, તેથી [ કદાચ ] એ પરમાર્થ પ્રાપ્ત ન કરી શકાય, તો—

(૨) નિર્દોષ પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જન કરવુ જોઇએ ૩.

(૧) અધમતમ માણસ—

આ અને બીજા ભવમાં નુકશાનકારક,

(૨) અધમ—

આ ભવમા જ ફળ આપનારા, અને

(૩) વિમધ્યમ—

બન્નેય ભવમાં ફળ આપનારા,

કામો કરે છે ૪

(૪) મ ધ્યમ—

પરલોકમા હિત થાય, માટે જ હમ્મેશા પ્રયત્નો કરે છે

(૫) અને મહા બુદ્ધિશાળી ઉત્તમ પુરુષ તો, મોક્ષને માટે જ પ્રયત્નો કરે છે ૫

અને જે–ધર્મ પ્રાપ્ત કરીને [ સ્વયં ] કૃતકૃત્ય છતાં, બીજાઓને ધર્મનો ઉપદેશ આપે છે, તે કાયમ—

(૬) ઉત્તમોત્તમ પુરુષ છે, માટે તે જ પૂજ્યતમ છે ૬

તેથી જ—શ્રી અર્હંત ભગવતો જ આ જગતમા, બીજા પ્રાણીઓને પૂજ્ય એવા દેવોના, ઋષિઓના, અને મનુષ્યોના ઇંદ્રો એટલે અગ્રેસરો તરફથી પણ પૂજાને લાયક છે ૭

અર્હત્ ભગવતોની પૂજાથી મન પ્રસન્ન -શુદ્ધ થાય છે, તેથી સમાધિ-શાંતિ ઉત્પન્ન થાય છે, અને તેથી જ મોક્ષ મળે છે માટે તેઓનુ પૂજન ન્યાયસર છે ૮

જે કર્મના ઉદયથી તીર્થ પ્રવર્તાવી શકાય, તે કર્મનુ નામ શાસ્ત્રમાં તીર્થંકર નામ કર્મ કહેલુ છે તેના ઉદયથી, કૃતકૃત્ય છતા અર્હત્ ભગવાન્ તીર્થ પ્રવર્તાવે છે ૯

જેમ—

સ્વાભાવિક રીતેજ સૂર્ય જગત્મા અજવાળુ કરે છે,

તેમજ—

શ્રી તીર્થંકર ભગવાન્ પણ તીર્થ પ્રવર્તાવવા પ્રવૃત્તિ કરે છે ૧૦

અનેક ભવોમા વારવાર શુભ કાર્યોના આસેવનથી, જે [મહા પુરુષનો] આત્મા ભાવિત એટલે સસ્કારી થયો છે, તે—સિદ્ધાર્થ રાજાના કુળદીપક-ભગવાન્ ઇક્ષ્વાકુ વશની જ્ઞાત શાખામા જન્મ્યા હતા ૧૧

જેમ—

શુદ્ધ—શિતળતા પ્રકાશ અને પ્રભા એ ત્રણ ચદ્રમાને હોય છે,

તેમ—

પૂર્વે મેળવેલા, હવે પછી કદી જવાના ન હોવાથી—અપ્રતિપાતી, અને શુદ્ધ એવા મતિ શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન તે (ભગવાન્) ને હતા ૧૨

શુભ અને સારભૂત—પરાક્રમ શરીરનો બાંધો: વીર્ય—શક્તિ: માહાત્મ્ય રૂપ અને ગુણો વાળા હોવાથી, જગત્મા—મહાવીર એવુ જેનુ નામ દેવોએ પ્રસિદ્ધ કર્યું હતુ ૧૩

જાતેજ તત્ત્વબોધ પામ્યા, અને એ અતુલ—સ્થિરપરાક્રમી પુરુષ પ્રાણિઓનુ હિત કરવા માટે તૈયાર થયા તેથી ઇંદ્રોએ અને લોકાંતિક દેવોએ તેઓના (આ) સુદર પરાક્રમની ઘણીજ પ્રશસા કરી હતી ૧૪

[પહેલા તો] તે બુદ્ધિશાળી મહાત્માએ જન્મઃ વૃદ્ધાવસ્થા અને મરણ થી પીડાતા સંસારને અશરણ અને સાર વગરનો જાણીને—

મોટા [4]રાજ્યનો ત્યાગ કર્યો, અને શાંતિને માટે પ્રવ્રજ્યા–[ ઘરથી નીકળી જઇ દીક્ષા ]–સ્વીકારી ૧૫

તે વખતે—

અશુભને શાંત કરનારો મોક્ષના સાધનભૂતઃ એવો શ્રમણમુનિનો વેષ [5]સ્વીકારી, તેમણે વિધિપૂર્વક [મહા] વ્રતો લઈ [6]સામાયિક કર્યું ૧૬

ત્યાર પછી—

સમ્યક્ત્વ' જ્ઞાનઃ ચારિત્રઃ સંવરઃ તપ અને સમાધિઃ ના બળ (લશ્કર ?) યુક્ત થઇ મોહનીય વિગેરે ચાર અશુભ (ઘાતી) કર્મોનો નાશ કરી, જાતેજ—

અનંત–કેવળ જ્ઞાનઃ અને કેવળ દર્શનઃ પ્રાપ્ત કરી, તે વિભુ ( સર્વજ્ઞ ) પરમાત્મા પોતે કૃતાર્થ થયા, છતા–(ભવ્ય) લોકોના હિતને માટે—

બે પ્રકારનુઃ અનેક પ્રકારનું' બાર પ્રકારનુ મહા વિષયોવાળુ' માપ વગરના ગમોથી ભરેલુ; સંસાર સમુદ્રથી [7]પાર લઈ જવાને અને દુઃખોનો નાશ કરવાને સમર્થઃ બીજા સર્વ પ્રકાશો જેમ સૂર્યને ઝાંખોપાડી શકતા નથી, તેમ ગ્રંથો અને અર્થની વાચનાઓમા ચતુર અને સતત પ્રયત્ન શીળ એવા બુદ્ધિશાળી અન્ય વાદીઓથી જે હરાવી શકાતું નથીઃ

એવા આ (હાલ પ્રવર્તતા) [8]તીર્થનો તેમણે ઉપદેશ આપ્યો હતો ૧૭–૧૮–૧૯–૨૦

નિર્મોહી અને પૂજ્યતમ તે પરમર્ષિ વીર ભગવાનને મનઃ વચનઃ અને કાયા' એ ત્રણેય કરણોની શુદ્ધિપૂર્વક નમસ્કાર કરીને— ૨૧

ઘણા અર્થોના સંગ્રહવાળા છતા **તત્ત્વાર્થાધિગમ** નામના જિનેશ્વર પ્રભુના વચનોના એક અંશરૂપ આ નાના ગ્રંથનુ શિષ્યોના હિતને માટે વિવરણ (ભાષ્ય) કરવાનો છુ ૨૨

ગ્રંથો અને ભાષ્યો વડે પણ જેનો તાગ મેળવવો મુશ્કેલ છે, એવા–અત્યન્ત-મહા -વિષયોથી ભરપૂર જિનવચનો રૂપી મહાન્–સમુદ્રનો તાગ લાવવાને કોણ સમર્થ છે ? ૨૩

અત્યન્ત મહાન્ ગ્રંથો અને અર્થોથી ભરેલા શ્રી જિનવચનનો ટુંકામા સંગ્રહ કરી લેવાની ઇચ્છા રાખે છે, તે અજ્ઞાનથી—

માથુ મારીને પર્વત તોડવાની ધારણા રાખે છે,
બે હાથવતીજ પૃથ્વીને ઉથલાવવા માગે છે,
સમુદ્રને—બે હાથે તરી જવા અને દાભની અણીથી માપી લેવા ધારે છે,
આકાશમા ચ દ્રનીયે પેનેપાર કુદી જવા ઇચ્છે છે,
એક હાથે મેરુ ડોલાવવા માગે છે,
ગતિથી પવનને હરાવવા ઈચ્છા રાખે છે
સ્વય ભૂરમણ સમુદ્ર આખોયે પી જવા વાંછે છે, અને
આગીઆ જીવડાઓના પ્રકાશથી સૂર્યને હાર ખવરાવવાનુ માને છે
૨૪-૨૫-૨૬

તો પણ—

" એક સામાયિક માત્ર પદથી અન ત જીવો મોક્ષમા ગયા છે " એવુ [ શાસ્ત્રોમા ] સાંભળીએ છીએ,

તે ઉપરથી—

શ્રી જિન વચનોમાના એક પણ પદથી નિર્વાહ ચાલી શકે છે એટલે કે-જોઇએ તેવો લાભ મળી શકે છે ૨૭

તેથી અને તે પ્રમાણથી—

" ટુ કામા હોય, કે વિસ્તારપૂર્વક હોય, પરતુ શ્રી જિન વચન શ્રેયસ્કર જ છે " માટે જ તે વગર વિચાર્યેજ સાભળવુ, ધારવુ, અને સભળાવવુ. ૨૮

હિત વચનો સાભળવાથી દરેક સાભળનારાઓને એકાંતે-"ધર્મ થાય જ" એમ નથી—

પરતુ ઉપકાર બુદ્ધિથી સભળાવનાર વક્તાને તો એકાતે ધર્મ થાય છે ૨૯

માટે—પોતાને પડતી મહેનતનો જરા પણ વિચાર કર્યા વિના, શ્રેય નો-કલ્યાણ—માર્ગનો હ મેશા અવશ્ય ઉપદેશ આપવો જ જોઇએ ૩૦

કેમકે—હિતોપદેશ દાતા પોતાને અને બીજાને ઉપકારી થાય જ છે

આ આખા જગત્મા મોક્ષમાર્ગના ઉપદેશ વિના બીજો કોઇ પણ હિતોપદેશ છેજ નહી, માટે એજ સર્વોત્તમ કાર્ય છે, એમ સમજીને હુ મોક્ષ "માર્ગનુ પ્રવચન કરુ છુ. ૩૧

# અધ્યાય[10] પહેલો.

सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्ष मार्गः १-१.

સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્ર મોક્ષનો માર્ગ છે ૧૦૧

સમ્યગ્દર્શનઃ સમ્યગ્જ્ઞાન સમ્યગ્ ચારિત્ર
એ ત્રણ પ્રકરનો મોક્ષ-માર્ગ છે

તે [મોક્ષ માર્ગ]ને લક્ષણ અને ભેદો પૂર્વક આગળ [11]ઉપર વિસ્તારથી સમજાવીશુ

[અહીં] તો માત્ર-[આ] શાસ્ત્રગ્રન્થનો અનુક્રમ સ્થિર કરવા માટે ઉદ્દેશ[12] રૂપેજ એ કહેવામા આવેલ છે

આ ત્રણ એકઠા મળે, ત્યારેજ મોક્ષના સાધન છે, કોઈપણ એક ન હોય, તો તે-મોક્ષના સાધન બની શકતા નથી માટે સૂત્રમા ત્રણેય બતાવવા પડયા છે

એ ત્રણેયમા-પહેલા પહેલા હોય, તો પછી પછીના હોય, કે ન પણ હોય અને પછી પછીના હોય, તો પહેલા પહેલાના અવશ્ય હોય જ

તે [સૂત્ર]મા—

"[13]सम्यग्" "સારૂ" એવા અર્થમા વપરાતુ અવ્યય પદ છે, અથવા सम्+अञ्चति ઉપરથી બનેલ છે

"[14]दर्शनम्" એ દૃશ્ ધાતુથી ભાવ અર્થમા પ્રત્યય થયેલો છે

સર્વ [15]ઇન્દ્રિયો અને અનિન્દ્રિય [મન] થી અર્થનુ વ્યભિચાર વિનાનુ [યથાર્થ] જ્ઞાન, તે-સમ્યગ્ દર્શન

પ્રશસ્ત [16]સારૂ દર્શન, તે-સમ્યગ્ દર્શન

અથવા—સગત દર્શન, તે સમ્યગ્ દર્શન

એજ [17]પ્રમાણે જ્ઞાન અને ચારિત્રના, પણ ૧-૧

तत्त्वार्थ-श्रद्धानं सम्यग् दर्शनम् १-२

તત્ત્વાર્થ શ્રદ્ધાન. તે સમ્યગ્ દર્શન ૧-૨

[18]તત્ત્વ-અર્થોનુ શ્રદ્ધાનઃ
અથવા } =તત્ત્વાર્થ શ્રદ્ધાન, તે સમ્યગ્ દર્શન
તત્ત્વે કરીને અર્થોનુ શ્રદ્ધાનઃ

તત્ત્વે કરીને-એટલે ભાવથી નક્કી કરેલુ. એમ અર્થ સમજવો

જીવાદિ તત્ત્વો, જે વિષે આગળ ઉપર [૧-૪] કહીશુ, તે જ અર્થો [૧૯]તેઓનુ શ્રદ્ધાન, એટલે-તેઓ વિષેનુ ચોક્કસ જ્ઞાન કરવુ.

એ પ્રકારે—

પ્રગટ જણાઈ શકે એવા-પ્રશમ=શાતિ, સ વેગ,વૈરાગ્ય, દયા,અને આસ્તિક્યતારૂપ લક્ષણવાળુ તત્ત્વાર્થ શ્રદ્ધાન, તે-સમ્યગ્ દર્શન ૧-૨

તન્નિસર્ગાદધિગમાદ્વા. ૧-૩

**તે નિસર્ગથી અથવા અધિગમથી ઉત્પન્ન થાય છે ૧-૩**

તે એટલે એ [ઉપર કહેલુ] સમ્યગ્ દર્શન બે પ્રકારે છે

[૨૦]નિસર્ગ સમ્યગ્દર્શન અને અધિગમ સમ્યગ્દર્શન'

અથવા-નિસર્ગથી અને અધિગમથી ઉત્પન્ન થાય છે, માટે-ઉત્પત્તિના [૨૧]બે કારણો હોવાથી, બે પ્રકારનુ છે

નિસર્ગ: પરિણામ સ્વભાવ અ-પરોપદેશ એ પર્યાય [૨૨] શબ્દો છે [૨૩]જીવ: [૨૪]જ્ઞાન અને [૨૫]દર્શન [૨૬]ઉપયોગ [૨૭]લક્ષણ વાળો હોય છે, એ આગળ ઉપર [૨-૮] કહેવાનુ છે

[૨૮]અનાદિ [૨૯]કાળના [૩૦]સસારમા [૩૧]કર્મોને લીધે ભમતા, [૩૨]બધ નિકાચના ઉદય અને [૩૩]નિર્જરા ની અપેક્ષાએ વિવિધ પ્રકારે પોતેજ કરેલા કર્મોના [૩૪]પુણ્યકે [૩૫]પાપરૂપ જુદા જુદા [૩૬]ફળોને [૩૭]નારક [૩૮]તિર્યંગયોનિ' [૩૯]મનુષ્ય: અને દેવો ના[૪૦] ભવો[૪૧] ગ્રહણ કરી ભોગવતા, [૪૨]સ્વાભાવિક રીતેજ પોતે જ્ઞાન અને દર્શનના ઉપયોગ રૂપ હોવાથી તે તે જુદા જુદા [૪૩]પરિણામરૂપ અધ્યવસ્થાનોને પ્રાપ્ત કરતા કરતા, અનાદિ કાળથી [૪૪]મિથ્યા દૃષ્ટિ હોવા છતા પણ તે જીવને પરિણામ વિશેષથી તેવા પ્રકારનુ અપૂર્વ કરણ થાય છે કે જેથી ઉપદેશ વિના પણ [૪૫]સમ્યગ્દર્શન ઉત્પન્ન થાય છે

એમ-એ [૪૬]નિસર્ગ સમ્યગ્દર્શન

[૪૭]અધિગમ અભિગમ આગમ: નિમિત્ત: શ્રવણ. શિક્ષા. ઉપદેશ એ પર્યાય શબ્દો છે

એમ હોવાથી-બીજાના ઉપદેશથી જે તત્ત્વાર્થ શ્રદ્ધાન થાય છે, તે-અધિગમ સમ્યગ્ દર્શન છે

અહીં (જીજ્ઞાસુ) કહે છે કે—

" તત્ત્વાર્થશ્રદ્ધાન. સમ્યગ્દર્શન " કહ્યુ, તેમાં-તત્ત્વ એટલે શુ ?

અહી અમે જવાબ આપીએ છીએ કે—

जीवा-ऽजीवा-ऽऽस्रव-बन्ध संवर निर्जरा मोक्षास्तत्त्वम्. १-४.

જીવો અજીવો આસ્રવો બધ સવર નિર્જરા [અને] મોક્ષ તત્ત્વ છે ૧-૪

જીવોઃ અજીવોઃ આસ્રવોઃ બધઃ સવરઃ નિર્જરા મોક્ષઃ આ સાતપ્રકારનો અર્થઃ તે જ તત્ત્વ

અથવા—આ સાત પદાર્થો જ તત્ત્વો

આગળ [૪૮]ઉપર લક્ષણો અને ભેદો બતાવવાપૂર્વક તેઓને વિસ્તારથી સમજાવીશુ. ૧-૪

नाम-स्थापना-द्रव्य-भावतस्तन्न्यासः १-५.

નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ વડે [તેઓનો]ન્યાસ થાય છે ૧-૫

આ નામાદિ ચાર અનુયોગદ્વારોવડે તે જીવાદિ તત્ત્વોનો ન્યાસ થાય છે

ન્યાસ એટલે લક્ષણો અને ભેદો પૂર્વક વિસ્તારથી અધિગમ-જ્ઞાન કરવા માટે નિક્ષેપ રચનાઃ એ અર્થ સમજવો

તે આ પ્રકારેઃ—

નામ જીવઃ સ્થાપના જીવ દ્રવ્ય જીવ ભાવ જીવઃ

નામઃ સજ્ઞા કરવીઃ એ પર્યાય શબ્દો છે

સચેતન કે અચેતન પદાર્થનુ "જીવ" એવુ જે નામ કરવામાં આવે છે, તે [નામ]-નામ [૪૯]જીવઃ

જેમ—દેવતાની મૂર્તિ—ઈન્દ્રઃ રુદ્ર સ્કન્દ વિષ્ણુ છે, તેમ—કાષ્ઠની બનાવટ, ઢીંગલીની બનાવટ, ચિત્રકામઃ અક્ષનિક્ષેપ—સ્થાપનાચાર્યઃ વિગેરેને વિષે "જીવ" એવી જે [દ્રવ્યની] સ્થાપના કરાય, તે સર્વ કાષ્ઠાદિ સ્થાપના [૫૦]જીવ

દ્રવ્ય જીવ એટલે—

માત્ર બુદ્ધિથી કલ્પિત—ગુણ પર્યાય વગરનુ અનાદિ પારિણામિક ભાવયુક્ત જીવ [દ્રવ્ય]ઃ

અથવા—આ ભાગો શૂન્ય છે; કેમકે—

જે અજીવ હોવા છતાં, તેને જીવત્વ પ્રાપ્ત થાય, તે દ્રવ્ય-જીવ થાય. પરતુ, એ ઇષ્ટ યોગ્ય નથી

ભાવથી—

ઔપશમિકઃ ક્ષાયિકઃ ક્ષાયોપશમિકઃ ઔદયિકઃ પારિણામિકઃ ભાવવાળા [૨-૧], ઉપયોગ લક્ષણવાળા [૨-૮], સસારીઃ અને મોક્ષમા ગયેલા એમ બે પ્રકારના [૨-૧૦], જીવો કહીશુ

એ પ્રકારે--અજીવ વિગેરે સર્વે [તત્ત્વો]ને વિષે અનુગમ [જ્ઞાન] કરવો
બીજી રીતે પણ [નિપેક્ષાઓની સમજ]—

નામદ્રવ્યઃ સ્થાપનાદ્રવ્યઃ દ્રવ્યદ્રવ્ય ભાવદ્રવ્ય

જે જીવ કે અજીવનુ "દ્રવ્ય" એવુ નામ કરવામા આવે, તે- નામ દ્રવ્ય

જેમ–દેવનીમૂર્તિ–ઇન્દ્રઃ રુદ્રઃ સ્કન્દ વિષ્ણુ છે, તેમ–કાષ્ઠની બનાવટ. ઢીંગલીની બનાવટ ચિત્રકર્મઃ અક્ષનિક્ષેપ વિગેરેમા "દ્રવ્ય" એમ જે સ્થપાય છે, તે સ્થાપના દ્રવ્ય

દ્રવ્ય દ્રવ્ય એટલે—

બુદ્ધિથી કલ્પિત ગુણઃ પર્યાય વગરનુ ધર્માસ્તિકાય વિગેરેમાનુ કોઈપણ એક દ્રવ્ય

કેટલાક તો કહે છે, કે—

"દ્રવ્યથી દ્રવ્ય જે થાય છે, તે તો -પુદ્‌ગલ દ્રવ્ય જ એમ સમજવુ —

[૫૧]અણવ. स्कन्धाश्च [૫–૨૫]-सघात-भेदेभ्य उत्पद्यन्ते [૫–૨૬] એમ આગળ ઉપર કહેવાશે "

ભાવથી દ્રવ્યો–એટલે-

ગુણ પર્યાયઃ [૫૨]વાળા ધર્માસ્તિકાય વિગેરે, [૫૩]પ્રાપ્તિ લક્ષણવાળા કહેવામાં આવશે [૫–૩૭]

[૫૪]આગમને આશ્રયીને [૫૫]પ્રાભૃત જાણનાર—

"દ્રવ્ય એટલે ભવ્ય " એમ કહે છે –"[૫૬]द्रव्य च भव्ये " "ભવ્ય" એટલે "પ્રાપ્ય" કહે છે કેમકે–આત્મનેપદી भू ધાતુ, પ્રાપ્તિ અર્થમા છે તેથી એ પ્રકારે [અર્થ] કરવાથી—

" પ્રાપ્ત કરાય, અથવા–પ્રાપ્ત થાય, તે દ્રવ્યો "

એ પ્રકારે–તત્ત્વાર્થોના અધિગમ માટે–[૫૭]આદિવાળા કે અનાદિવાળા- જીવથી માંડીને મોક્ષ સુધીના–સર્વ પદાર્થોનો ન્યાસ કરી શકાય છે ૧–૫

प्रमाण–नयैरधिगम ॥ १–६ ॥

**પ્રમાણ અને નયો વડે અધિગમ થાય છે ૧–૬**

[૧–૪] સૂત્રમા અનુક્રમે જણાવેલા અને નામાદિ વડે ગોઠવેલા એ–જીવાદિ તત્ત્વોનો પ્રમાણ અને નયો વડે અધિગમ [૫૮]થાય છે

તેમા—

પ્રમાણ બે પ્રકારનુ છે —

પ્રત્યક્ષ અને પરોક્ષ એમ આગળ [૧–૧૦–૧૧–૧૨] કહીશુ

કેટલાક [આચાર્યો]-નયવાદની અપેક્ષાએ ચારપ્રકારનુ પણ કહે છે

નૈગમ વિગેરે નયો પણ આગળ ઉપર [ ૧-૩૪-૩૫ ] કહીશુ ૬

તથા વળી

निर्देश-स्वामित्व-साधनाधिकरण-स्थिति-विधानतः १-७

નિર્દેશ સ્વામિત્વ સાધન અધિકરણ સ્થિતિ અને વિધાન થી [અધિગમ થાય છે] ૧-૭

એ [૫૯]નિર્દેશાદિ છ અનુયોગ દ્વારો વડે સર્વે પદાર્થોનો એટલે કે જીવાદિ તત્ત્વોનો, વિગતવાર એટલે વિસ્તારથી અધિગમ થાય છે.

તે આ પ્રમાણે —

નિર્દેશઃ—

જીવ શુ છે ?

ઔપ શમિકાદિ[૧૦] ભાવ યુક્ત દ્રવ્ય, તે-જીવ છે

સમ્યગ્દર્શનની પરીક્ષામા વિચારીએ તો —

સમ્યગ્દર્શન શુ છે ?

[૧૧]દ્રવ્ય છે.

સમ્યગ્દૃષ્ટિ જીવ-[૧૨]અરૂપી છે નથી પુદ્ગલ સ્કન્ધઃ નથી પુદ્ગલ પ્રદેશ

[૧૩]સ્વામિત્વઃ—

સમ્યગ્દર્શન કોને હોય ?

આ વાત—

આત્મ સયોગ પરસયોગ અને ઉભય સયોગે કહેવી જોઇશે

આત્મ સયોગે—

[૧૪]જીવનુ સમ્યગ્દર્શન

પરસયોગે —

[૧૫]જીવનુ અજીવનુ બે જીવોનુ બે અજીવોનુ બહુ જીવોનુ બહુ અજીવોનુ એ વિકલ્પો છે

ઉભય સયોગે—

જીવનુઃ નો જીવનુ બે જીવોનુ બે અજીવોનુ બહુ જીવોનુ બહુ અજીવોનુ એ વિકલ્પો નથી હોતા, બાકીના[૧૬] હોય છે

સાધનઃ—

સમ્યગ્દર્શન શાથી થાય છે ?

નિસર્ગથી અને અધિગમથી થાય છે, તે તો (૧-૩) કહેવાઈ ગયુ છે તેમાં—

નિસર્ગ વિષે પ્રથમ સમજાવ્યુ છે અને અધિગમ એટલે યોગ્ય પ્રયત્ન જો કે-તે [67]બન્નેય, સમ્યગ્દર્શનને આવરણ કરનારા કર્મના ક્ષય ઉપશમ અને ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે

[68]અધિકરણ:—

ત્રણ પ્રકારે છે —

આત્મસન્નિધાન વડે પરસન્નિધાન વડે: ઉભયસન્નિધાન વડે. એ રીતે વિચારવુ

આત્મ સન્નિધાન એટલે અ દરનુ સન્નિધાન' એવો અર્થ સમજવો

પરસન્નિધાન એટલે બહારનુ સન્નિધાન એવો અર્થ સમજવો

ઉભયસન્નિધાન એટલે અ દરનુ અને બહારનુ સન્નિધાન' એવો અર્થ સમજવો

સમ્યગ્દર્શન શેમાં હોય?

આત્મસન્નિધાનમાં પરસન્નિધાનમાં: ઉભયસન્નિધાનમાં: હોય

આત્મસન્નિધાનમા તો.—

જીવમા—

સમ્યગ્દર્શન:

જીવમા—

જ્ઞાન

જીવમા—

ચારિત્ર એ વિગેરે

બાહ્ય સન્નિધાનમા —

જીવમા—

સમ્યગ્દર્શન

અજીવમા—

સમ્યગ્દર્શન

એ વિકલ્પો [69]પ્રથમ કહેલા છે

ઉભય સન્નિધાનમા —

ન [70]સ ભવતા' અને [71]સ ભવતા: પ્રથમ કહેલા ભાગાઓના વિકલ્પો સમજવા.

સ્થિતિઃ—

સમ્યગ્દર્શન કેટલા વખત સુધી ટકે?

સમ્યગ્ દૃષ્ટિ બે પ્રકારની છેઃ—

સાદિ સાંત સાદિ અનન્ત

સમ્યગ્દર્શન તો સાદિ સાન્તજ છે

તે—

જઘન્યથી —

અન્તર્મૂહુર્ત સુધી

ઉત્કૃષ્ટથી —

કાંઈક અધિક [૭૨]છાસઠ સાગરોપમ સુધી

આદિ સાંત સમ્યગ્ દૃષ્ટિ તે —

સયોગ અને શૈલેશી પ્રાપ્ત કેવળીઃ અને સિદ્ધઃ ભગવ તો

વિધાન—

હેતુ ત્રણ હોવાથી ક્ષય વિગેરે ત્રણ પ્રકારનુ સમ્યગ્દર્શન છે, તેને આવરણ[૭૩] કરનારા અને દર્શન મોહનીય કર્મના ક્ષયાદિકથી [ઉત્પન્ન થાય છે] તે આ પ્રકારે —

ક્ષય સમ્યગ્દર્શનઃ ઉપશમ સમ્યગ્દર્શનઃ ક્ષયોપશમ સમ્યગ્દર્શનઃ અહીં [સમજવાનુ એ કે]ઃ—

ઔપશમિક ક્ષાયોપશમિક અને ક્ષાયિકઃ એઓમા ઉત્તરોત્તર વધારે વધારે વિશુદ્ધિ હોય છે ૧–૭

વળી બીજુ —

सत्-सङ्ख्या-क्षेत्र-स्पर्शन-कालान्तर भावाल्प-बहुत्वैश्च १–८ ।

સત્ સખ્યા ક્ષેત્ર સ્પર્શન કાલ અન્તર ભાવ અને અલ્પ-બહુત્વ વડે પણ અધિગમ થાય છે ૧–૮

સત્ સખ્યાઃ ક્ષેત્રઃ સ્પર્શનઃ કાલઃ અન્તર ભાવ અને અલ્પ-બહુત્વઃ એ સદ્ભૂત પ્રરૂપણાદિક આઠ અનુયોગદ્વારોવડે સર્વ પદાર્થોનો વિકલ્પથી એટલે કે વિસ્તારથી અધિગમ થાય છે

" શી રીતે અધિગમ કરાય છે ? " એમ જો પૂછવામા આવે, તો કહીએ છીએ કેઃ—

સતઃ—

સમ્યગ્દર્શન છે ? કે નહીં ?

"છે" એમ કહીએ છીએ

"ક્યાં છે ?" એમ પૂછવામાં આવે, તો—કહીએ છીએ કે:—
અજીવોમાં તો સમ્યગ્દર્શન નથી
જીવોમા ભજના —એટલે કોઇમા સભવે, કોઇમા ન સભવે
તે આ પ્રકારે:—

ગતિ. ઇન્દ્રિય: કાય' યોગ. કષાય વેદ: લેશ્યા સમ્યક્ત્વ: જ્ઞાન દર્શન: ચારિત્ર' આહાર' ઉપયોગ. એ તેર[74] અનુયોગ દ્વારોમા સભવ પ્રમાણે સદ્ભૂત= હોવા, ન હોવાની વિચારણા કરી લેવી

સખ્યા —
સમ્યગ્દર્શન કેટલુ હોય ?
શુ સખ્યેય છે ? અસખ્યેય છે ? કે અનન્ત છે ?
કહીએ છીએ કે'—
સમ્યગ્દર્શનો અસખ્યાત[75] છે, અને
સમ્યગ્દૃષ્ટિઓ અનન્ત[76] છે

ક્ષેત્ર'—
સમ્યગ્દર્શન કેટલા ક્ષેત્રમા હોય ?
લોકના અસખ્યાતમા [77]ભાગમાં હોય

સ્પર્શના—
"સમ્યગ્દર્શને કેટલુ સ્પર્શ્યુ છે ?
લોકના અસખ્યાતમા ભાગને[78] સ્પર્શ કર્યો છે
કાઈક ઉણા [79] $\frac{7}{14}$ ભાગને સ્પર્શ કરે છે
સમ્યદૃષ્ટિ વડે તો આખો[80]લોક સ્પર્શ કરાયેલો છે
અહીં પ્રશ્નકાર કહે છે કે:—
"સમ્યદૃષ્ટિ અને સમ્યગ્દર્શનમા શો ફેર છે ?"
કહીએ છીએ કે —

અપાય અને સદ્દ્રવ્ય[81]પણુ તે સમ્યગ્દર્શન,

અપાય એટલે—મતિજ્ઞાન તેના યોગથી સમ્યગ્દર્શન કહેવાય છે તે કેવલિ ભગવતોને નથી હોતુ તેથી કેવલિ ભગવતો સમ્યગ્દર્શની નથી, પરતુ સમ્યગ્દૃષ્ટિ તો છે જ

કાળઃ—

સમ્યગ્દર્શન કેટલા વખત સુધી હોય ?

અહીં કહીએ છીએ કે—

તે-એક જીવની અપેક્ષાએઃ અને અનેક જીવોની અપેક્ષાએ વિચારવુ જોઇએઃ—

તે આ પ્રમાણે.—

એક જીવની અપેક્ષાએઃ—

જઘન્યથીઃ—

અન્તમુહૂર્ત સુધી હોય છે

ઉત્કૃષ્ટથી —

કાઇક અધિક છાસઠ સાગરોપમ સુધી હોય છે

અનેક જીવોની અપેક્ષાએઃ—

સર્વકાળ સમ્યગ્દર્શન હોય છે

[૮૨]અન્તરઃ—

સમ્યગ્દર્શનનો વિરહકાળ કેટલો ?

એક જીવની અપેક્ષાએ —

જઘન્યથીઃ—

અન્તમુહૂર્ત

ઉત્કૃષ્ટથીઃ—

અર્ધ પુદ્ગલ પરાવર્તઃ—

અનેક જીવોની અપેક્ષાએઃ—

અન્તર છેજ નહીં

ભાવઃ—

ઔપશમિકાદિ ભાવોમા સમ્યગ્દર્શન કયો ભાવ છે ?

કહીએ છીએ કેઃ—

ઔદયિક[૮૩]અને પારિણામિક શિવાય ત્રણ ભાવોમા સમ્યગ્દર્શન હોય છે

અલ્પ-બહુત્વઃ—

અહી પ્રશ્નકાર કહે છે કેઃ—

"ત્રણેય ભાવોમા વર્તતા સમ્યગ્દર્શનોમાં શુ સરખાપણુ છે ? કે ઓચ્છા વધતાપણુ છે ?"

કહીએ છીએ કે:—

સર્વથી થોડુ ઔપશમિક સમ્યગ્દર્શન
તેથી અસખ્યગણુ ક્ષાયિક સમ્યગ્દર્શન
તેથી અસખ્યાગણુ ક્ષાયોપશમિક સમ્યગ્દર્શન
સમ્યગ્દષ્ટિઓ તો અનન્ત ગુણા છે

આ રીતે—

સર્વ પદાર્થોને। નામાદિ વડે ન્યાસ કરીને પ્રમાણ વગેરે વડે અધિગમ કરવો [84] ૧–૮

સમ્યગ્દર્શન કહ્યુ
હવે જ્ઞાન[85] કહીએ છીએ –

मति-श्रुता ऽवधि-मन' पर्याय-केवळानि ज्ञानम् १-९

**મતિ શ્રુત અવધિ મન પર્યાય અને કેવળ જ્ઞાન છે, ૧–૯**

મતિજ્ઞાન' શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન' મન પર્યાયજ્ઞાન કેવળજ્ઞાન એમ આ મૂળભેદની અપેક્ષાએ પાચ પ્રકારનુ જ્ઞાન[86] જ તેના ભેદો [87]આગળ કહીશુ ૧–૯

[88]तत्प्रमाणे ॥ १-१० ॥

**તે જ્ઞાન બે પ્રમાણ રૂપ છે ૧–૧૦**

તે આ પાંચેય પ્રકારનુ જ્ઞાન બે પ્રમાણ રૂપ છે –
પરોક્ષ અને પ્રત્યક્ષ' ૧–૧૦

आद्ये परोक्षम् ॥ १-११ ॥

**પ્રથમના બેજ્ઞાન પરોક્ષ પ્રમાણ રૂપ છે ૧–૧૧**

આદિમા હોય, તે આદ્ય કહેવાય,

સૂત્રનોક્રમ પ્રમાણભૂત ગણાતો હોવાથી, પહેલા બેની સૂત્રકાર સૂચના કરે છે

તેથી આ પ્રકારે'—
આદ્યે એટલે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પરોક્ષ પ્રમાણ છે
શાથી [ પરોક્ષ પ્રમાણ ] ?
નિમિત્તની અપેક્ષા રહેતી હોવાથી

[89]અપાય અને સદ્ દ્રવ્યપણુ, તે–મતિ જ્ઞાન છે, અને " તે–ઇન્દ્રિયો અને અનિન્દ્રિય નિમિત્તક છે ૧–૧૪ " એમ આગળ કહેવાશે

અને–શ્રુતજ્ઞાન પણ મતિજ્ઞાન પૂર્વક[90] અને બીજાના ઉપદેશથી ઉત્પન્ન થતુ હોવાથી [પરોક્ષ છે] ૧–૧૧

प्रत्यक्षमन्यत् १-१२।

[ એ બે શિવાયનુ ] જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ રૂપ છે ૧-૧૨

મતિ જ્ઞાન અને શ્રુત જ્ઞાન શિવાયનુ બીજુ ત્રણ પ્રકારનુ જ્ઞાન, તે-પ્રત્યક્ષ[૯૧] પ્રમાણ છે

શાથી [ પ્રત્યક્ષ પ્રમાણ છે ] ?

ઇન્દ્રિયોની મદદ વિના જ થતુ હોવાથી

તે વડે પદાર્થો સારી રીતે જાણી શકાય છે, માટે તે-પ્રમાણો [કહેવાય] છે[૯૨]

અહી [ પ્રશ્નકાર ] કહે છે કે:—

"[૯૩]પ્રમાણો બે છે-પ્રત્યક્ષ અને પરોક્ષઃ

એ તો અમે સમજી લીધુ, પરતુ

" અનુમાનઃ ઉપમાનઃ આગમઃ અર્થાપત્તિ સભવ અભાવઃ પણ પ્રમાણો છે " એમ કેટલાક માને છે

તે એ શી રીતે ?"

અહી કહીએ છીએ કે:—

એ સર્વ પ્રમાણો મતિજ્ઞાન અને શ્રુત [૯૪]જ્ઞાનમા સમાવેશ પામે છે, કેમકે-તે પ્રમાણોમાં ઇન્દ્રિયો અને પદાર્થોનો સબધ નિમિત્તભૂત થાય છે

વળી બીજુ —

અથવા, એ અપ્રમાણોજ[૯૫] છે

શાથી ?

મિથ્યા દર્શન વડે સ્વીકારાયેલા હોવાથી, અને વિપરીત ઉપદેશ રૂપ હોવાથી

મિથ્યા દૃષ્ટિના મતિ જ્ઞાન શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન ચોક્કસ અજ્ઞાન રૂપ છે, [૧-૩૨] એમ આગળ કહેવાશે.

અને-નયવાદોની અપેક્ષાએ [ તે પ્રમાણો પણ ] મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનના ભેદોમા જ રીતે સમાય છે, તે આગળ ઉપર [ ૧-૩૫] સમજાવીશુ [૯૬]૧-૧૨

અહીં [પ્રશ્નકાર] કહે છે કે.—

" મતિજ્ઞાન વિગેરેને ઉદ્દેશીને આપે કહ્યુ હતુ કે—[૯૭]

" તેઓ વિષે ભેદો અને લક્ષણથી આગળ ઉપર વિસ્તારથી કહીશુ "

તો કહોને "

અહી કહીએ છીએ કે:—

मति: स्मृतिः सञ्ज्ञा चिन्ता ऽभिनिरोध इत्यनर्थान्तरम् १-१३.

**મતિ સ્મૃતિ સંજ્ઞા ચિન્તા અભિનિબોધ એ પર્યાયશબ્દો છે ૧-૧૩**

મતિજ્ઞાનઃ સ્મૃતિ જ્ઞાનઃ સંજ્ઞાજ્ઞાન ચિન્તાજ્ઞાનઃ આભિનિબોધિક જ્ઞાન એ [સર્વ] પર્યાય શબ્દો છે ૧-૧૩

तदिन्द्रियानिन्द्रिय-निमित्तम् १-१४

**તે ઇન્દ્રિય અને અનિદ્રિય નિમિત્તક છે ૧-૧૨**

તે આ મતિજ્ઞાન બે પ્રકારનુ છે'—

ઇન્દ્રિયનિમિત્તક. અને અનિન્દ્રિય [૯૮]નિમિત્તક

તે [બે] માઃ—

ઈન્દ્રિય નિમિત્તક —

સ્પર્શનાદિ પાંચેય ઈન્દ્રિયોની પોતપોતાના સ્પર્શાદિ પાંચેય વિષયોમા [ પ્રવૃત્તિ ]

અનિન્દ્રિય નિમિત્તક —

મનો વૃત્તિ અને ઓઘજ્ઞાન [૯૯] ૧-૧૪

अवग्रहेहा-पाय ऽधारणा. १-१६

**અવગ્રહ ઈહા અપાય ધારણા મતિજ્ઞાન છે ૧-૧૬**

તે આ બન્નેય પ્રકારનુ મતિજ્ઞાન દરેક ચાર પ્રકારે છે

તે આ પ્રકારે —

અવગ્રહ ઈહા અપાય ધારણા

તે [ચાર] મા —

પોતપોતાના વિષયો પ્રમાણે ઈન્દ્રિયોવડે વિષયોનુ અવ્યક્ત [ સ્પષ્ટ ન સમજાય તેવી રીતે જ્ઞાનમા વિષયને પકડવો ] આલોચન જ્ઞાન તે અવગ્રહ

અવગ્રહ. ગ્રહ ગ્રહણ. આલોચન અવધારણ એ પર્યાય શબ્દો છે

અવગ્રહ થયા પછી–વિષયાર્થના એક સામાન્ય અંશના જ્ઞાન ઉપરથી બાકી રહેલા બીજા વિશેષ અંશના જ્ઞાન તરફ પ્રવૃત્તિ, અર્થાત્ અમુક પ્રકારનો (અપાય સ્વરૂપ) ચોક્કસ નિર્ણય જાણવાની [૧૦૦]ઇચ્છા પૂર્વક–પ્રયત્ન, તે ઇહા

ઈહા. ઊહા ચેષ્ટા તર્ક પરીક્ષા. વિચારણા જિજ્ઞાસા એ પર્યાય શબ્દો છે

[ સામાન્ય અને વિશેષ પ્રકારે ] અવગૃહીત થયેલા વિષય વિષે–

[૧૦૧]"સારો કે ખોટો?–બરાબર? કે નહી બરાબર? એમ? કે બીજી રીતે?"

એ પ્રમાણે ગુણ અને દોષની વિચારણા પૂર્વક અપનોદ કરનાર અધ્યવસાય, તે–અપાય

અથવા–

[અવગૃહીત થયેલા વિષય વિષે " સમ્યગ્ કે અસમ્યગ્ ? " એ પ્રકારે ગુણ અને દોષની વિચારણાપૂર્વક દોષનો અપનોદ–ત્યાગ, અને ગુણનો અધ્યવસાય–નિર્ણય, તે અપાય [ આ જ સમ્યગ્ દર્શન ] ]

અપાયઃ અપગમ અપનોદ અપવ્યાધ અપેત અપગત અપવિદ્ધ અપનુત્ત એ પર્યાય શબ્દો છે

પોત પોતાના વિષય પ્રમાણે પ્રતિપત્તિ, મતિમા સ્થિર થવુ, અને અવધારણ–[૧૦૨]યાદ કરવુ, તે ધારણા.

ધારણા પ્રતિપત્તિ અવધારણ અવસ્થાન નિશ્ચય અવગમ અવબોધ એ પર્યાય શબ્દો છે ૧–૧૫

बहु-बहुविध ऽक्षिप्रा निश्रिता ऽसंदिग्ध ध्रुवाणा सेतराणाम् १–१६

પોતાના વિરુદ્ધ પ્રકાર સહિત બહુ બહુવિધ ક્ષિપ્ર અનિશ્રિત અસદિગ્ધ. અને ધ્રુવના [અવગ્રહ ઇહા અપાય ધારણા રૂપ] મતિ જ્ઞાન પ્રવર્તે છે ૧-૧૬

પોતપોતાના વિરોધિ પ્રકારો સહિત આ બહુ વિગેરે દરેક પ્રકારના અર્થોના મતિ જ્ઞાનના અવગ્રહાદિક ચારેય વિભાગો પ્રવર્તે છે

सेतराणाम्–એટલે " પોતપોતાના વિરોધિ પ્રકારો સહિત બહુ વિગેરેના, " એવો અર્થ કરવો

| | |
|---|---|
| બહુ અવગ્રહ કરે, | અબહુ [અલ્પ] અવગ્રહ કરે |
| બહુ પ્રકારે અવગ્રહ કરે, | એક પ્રકારે અવગ્રહ કરે |
| ઝટ અવગ્રહ કરે, | ધીમે ધીમે અવગ્રહ કરે |
| નિશાનીથી અવગ્રહ કરે, | નિશાની વિના અવગ્રહ કરે |
| શ કિત અવગ્રહ કરે, | ચોકસ અવગ્રહ કરે |
| ટકે તેવો અવગ્રહ કરે, | ન ટકે તેવો અવગ્રહ કરે |

[૧૦૩]એ પ્રકારે ઈહા વિગેરેના પણ પ્રકારો જાણવા ૧૧–૬

अर्थस्य १–१७

અવગ્રહાદિક અર્થના[૧૦૪]પ્રવર્તે છે ૧-૧૭

અવગ્રહ વિગેરે મતિજ્ઞાનના ભેદો અર્થના હોય છે ૧–૧૭

व्यञ्जनस्यावग्रहः १-१८

અવગ્રહ[૧૦૫]વ્યંજનનો પણ પ્રવર્તે છે ૧-૧૮

વ્યંજનનો અવગ્રહજ હોય છે, ઈહાદિક હોતા નથી.

એ રીતે –

અવગ્રહ બે પ્રકારનો છે —

વ્યંજનનો અને અર્થનોઃ

ઈહા[૧૦૬]વિગેરે તો અર્થના જ હોય છે ૧-૧૮

न चक्षुरनिन्द्रियाभ्याम् १-१९

ચક્ષુ અને મન વડે વ્યંજનનો અવગ્રહ ન પ્રવર્તે ૧-૧૯

વ્યંજનનો અવગ્રહ આંખ[૧૦૭] અને મન વડે થતો નથી, બાકીની ચાર ઈન્દ્રિયોથી થાય છે

એ પ્રકારે.—

આ[૧૦૮]મતિજ્ઞાન'—

બે પ્રકારનુ:

ચાર પ્રકારનુ

અઠાવીશ પ્રકારનુ

એકસો અડસઠ પ્રકારનુ અને

ત્રણસો છત્રીશ પ્રકારનુ છે ૧-૧૯

અહી [પ્રશ્નકાર] કહે છે કે —

" મતિજ્ઞાન તો જાણ્યુ

હવે–શ્રુતજ્ઞાન કેવુ હોય ? "

અહી કહીએ છીએ કે—

श्रुत मतिपूर्व द्व्यनेक द्वादश-भेदम् ॥ १-२० ॥

બે-અનેક અને બાર ભેદવાળુ શ્રુતજ્ઞાન મતિજ્ઞાન પૂર્વક હોય છે ૧-૨૦

શ્રુતજ્ઞાન મતિજ્ઞાન પૂર્વક થાય છે

શ્રુત આપ્તવચન' આગમ ઉપદેશ ઐતિહ્ય આમ્નાય પ્રવચન જિન-વચન એ પર્યાય શબ્દો છે

તે બે પ્રકારે છે—

અંગબાહ્ય અને અંગપ્રવિષ્ટ છે

અને તે અનુક્રમે—

અનેક પ્રકારનુ અને બારપ્રકારનુ છે

અંગબાહ્ય અનેક પ્રકારનુ છેઃ—

તે આ પ્રમાણે—

[૧૦૯]સામાયિક ચતુર્વિંશતિ સ્તવ વન્દન પ્રતિક્રમણઃ કાયવ્યુત્સર્ગ-કાયોસર્ગ પ્રત્યાખ્યાન દશ-વૈકાલિક. ઉત્તરાધ્યયનો દશા કલ્પ અને વ્યવહારઃ નિશિથઃ ઋષિભાષિતઃ એ વિગેરે

અંગપ્રવિષ્ટ બાર પ્રકારનુ છેઃ—

તે આ પ્રમાણે—

આચાર સૂત્રકૃત સ્થાનઃ સમવાય વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ જ્ઞાત ધર્મકથા ઉપાસકાધ્યયનદશા. અન્તકૃદ્દશાઃ અનુત્તરોપપાતિકદશાઃ પ્રશ્નવ્યાકરણઃ વિપાકસૂત્રઃ દૃષ્ટિપાત

અહીં [પ્રશ્નકાર] કહે છે કેઃ—

"મતિજ્ઞાન અને [શાસ્ત્રરૂપ] શ્રુતજ્ઞાનમા શો ફરક છે ?"

અહીં કહીએ છીએ કે—

ઉત્પન્ન[૧૧૦]થઇ નાશ ન પામ્યા હોય ત્યા સુધીના પદાર્થને જાણનારૂ મતિજ્ઞાન છે, અર્થાત્ તે વિષયના વર્તમાનકાલને જાણી શકે છે, અને શ્રુતજ્ઞાન વિષયના ત્રણેય કાળ જાણી શકે છે અર્થાત્ ઉત્પન્ન વિનષ્ટ અને ઉનુત્પન્ન એમ અર્થના ત્રણેય પ્રકાર જાણી શકે છે

અહીં [પ્રશ્નકાર] કહે છે કે—

"મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો ભેદતો જાણી લીધો, પરંતુ હવે—શ્રુતજ્ઞાનમા—બે પ્રકારઃ અનેક પ્રકારઃ બાર પ્રકાર એ ફેરફારનુ શુ કારણ છે ?"

અહી કહીએ છીએ કેઃ—

વક્તાના પ્રકાર ઉપરથી શ્રુતજ્ઞાન બે પ્રકારનુ છેઃ—

પ્રવચનની પ્રતિષ્ઠા કરવારૂપ ફળવાળા પરમશુભ તીર્થંકર નામકર્મના પ્રભાવથી પરમર્ષિ-સર્વજ્ઞ-સર્વદર્શી-અર્હદ્ ભગવતોએ પોતાની તથાપ્રકારની સ્વાભાવિક પરિસ્થિતિને અનુસરીને, જે કહ્યુ હોય છે, તેને—

ઉત્તમ–અતિશય વાણી: બુદ્ધિવૈભવ વાળા મહા પ્રભાવશાળી ભગવાનના શિષ્યો–ગણધર ભગવતોએ જે ગુથ્યૂં, તે–અગપ્રવિષ્ટ

અને—

કાળદોષ સઘયણદોષ અને આયુષનો દોષ જેઓને અલ્પ શક્તિવાળા શિષ્યના ભલા માટે—

આગમના[૧૧૧]અત્યન્ત વિશુદ્ધ જ્ઞાની પરમ ઉત્તમ વાણી. મતિ બુદ્ધિ અને શક્તિધારી, ગણુવર ભગવતો (પછીના) શિવાયના[૧૧૨]આચાર્ય ભગવતોએ જે કહ્યુ, તે અગબાહ્યશ્રુત

આ રીતે પણ–શ્રુતજ્ઞાનના જ્ઞેયો અનત હોવાથી, અને તે સર્વજ્ઞ ભગવતોએ કહેલ હોવાથી શ્રુતજ્ઞાન, મતિજ્ઞાન કરતા બહોળા વિષયોવાળુ છે

જ્યારે તે [૧૧૩]મહાવિષયવાળુ છે, એટલે તે તે અર્થોના અધિકારોને ઉદ્દેશીને પ્રકરણોની સમાપ્તિની અપેક્ષાએ જુદા જુદા અગ ઉપાંગ વિગેરે ભેદો છે

વળી બીજુ કારણ એ છે કે:—

સરળતાથી યાદ રાખી શકાય સમજી શકાય વિચારી શકાય પુરાવર્તન કરી શકાય માટે પણ એ ભેદો પાડવામા આવેલા છે

જો તે પ્રમાણે–અગ ઉપાગ પૂર્વક તે ગુથેલુ ન હોત, તો આખો સમુદ્ર એકીસાથે તરી જવાની માફક તે સમજવુ મુશ્કેલ પડત

આ–અગ ઉપાગ ના કારણો સમજાવવાથી—

[૧૧૪]પૂર્વો વસ્તુઓ પ્રાભૃતો. પ્રાભૃત–પ્રાભૃતો અધ્યયનો અને ઉદ્દેશો ના કારણોનુ વ્યાખ્યાન થઇ ગયુ સમજવુ

અહી [પ્રશ્નકાર] કહે છે કે—

"મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો વિષય સરખો છે–કેમકે –[સર્વ] દ્રવ્યેષુ અસવ પર્યાયેષુ–[ ૧–૨૭ ] એ સૂત્રમા એ વાત આવશે માટે–એ બન્ને ય જ્ઞાન એક સરખા જ છે ને?"

અહી કહીએ છીએ કે—

મતિજ્ઞાન સામ્પ્રતકાળ વિષયક છે અને શ્રુતજ્ઞાન ત્રિકાળ વિષયક અને ઘણુ શુદ્ધ હોય છે, એ વાત પહેલા અમે કહી દીધી જ છે

વળી બન્નેયના ભેદનુ બીજુ પણ એ કારણ છે કે —

મતિજ્ઞાન ઇન્દ્રિયો અને મન એ બન્નેય નિમિત્તોથી ઉત્પન્ન થાય છે, અને આત્માના [૧૧૫]જ્ઞસ્વભાવ રૂપ હોવાથી પારિણામિક ભાવે સ્વય ઉત્પન્ન થાય છે,

ત્યારે શ્રુતજ્ઞાન–મતિજ્ઞાન પૂર્વક હોય છે, તેમજ આપ્ત–પ્રામાણિક–હિતસ્વી–પુરુષોના ઉપદેશથી ઉત્પન્ન થાય છે ૧–૨૦

અહીં [પ્રશ્નકાર] કહે છે કેઃ—

" શ્રુતજ્ઞાન કહ્યું,
હવે અવધિજ્ઞાન શું ? "

અહીં કહીએ છીએ કે —

[११६]द्विविधोऽवधिः १–२१.

**અવધિજ્ઞાન બે પ્રકારે છે ૧–૨૧**

ભવ નિમિત્તકઃ અને ક્ષયોપશમ નિમિત્તકઃ ૧–૨૧

તેમાઃ—

[११७]भवप्रत्ययो नारकदेवानाम् १–२२

**નારકો અને દેવોને ભવપ્રત્યયક–ભવનિમિત્તક અવધિજ્ઞાન હોય છે ૧–૨૨**

નારકોને અને દેવોને સંભવ પ્રમાણે ભવનિમિત્તક અવધિજ્ઞાન હોય છે

ભવપ્રત્યય એટલે ભવહેતુક ભવનિમિત્તક એ અર્થ સમજવો. તેઓનું તે ભવમાં ઉત્પન્ન થવું, એ જ તેઓના અવધિજ્ઞાનનો હેતુ થાય છે, જેમ–પક્ષિ તરીકે જન્મે કે આકાશમાં ઉડવાની શક્તિ ઉત્પન્ન થાય જ, તેમાં જેમ–કોઈનું શિક્ષણ, કે તપ કારણ ભૂત હોતું નથી ૧–૨૨

यथोक्तनिमित्तः षड्विकल्पः शेषाणाम् १–२३.

**બાકી રહેલા–તિર્યંચો અને મનુષ્યોને સૂત્રમાં કહેલા [११९]ક્ષયોપશમ નિમિત્તથી ઉત્પન્ન થયેલું છ પ્રકારનું અવધિજ્ઞાન હોય છે ૧–૨૩**

[११८]યથોક્તનિમિત્ત એટલે ક્ષયોપશમ નિમિત્તક એ અર્થ સમજવો

તે એ ક્ષયોપશમનિમિત્તક અવધિજ્ઞાન છ પ્રકારે છે શેષાણામ્–એટલે નારક અને દેવોથી બાકીના–તિર્યગ્ યોનિજ અને મનુષ્યોને–

અવધિજ્ઞાનાવરણીય કર્મોના ક્ષયોપશમથી છ પ્રકારનું અવધિજ્ઞાન થાય છે

તે આ પ્રમાણેઃ—

| | |
|---|---|
| અનાનુગામિકઃ | આનુગામિકઃ |
| હીયમાનક | વર્ધમાનક |
| અનવસ્થિતઃ | અવસ્થિત |

તેઓમાં —

અનાનુગામિક'—

પ્રશ્નાદેશક [119]પુરુષના જ્ઞાનની માફક—જેમ—નિમિત્ત શાસ્ત્ર જાણનાર અમુક પ્રશ્નનો જવાબ અમુક સ્થળેજ આપી શકે છે, તેમ—જે ક્ષેત્રમા રહેલા જીવને અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ હોય, તે ક્ષેત્રમાથી તે જીવ ખસે, તો તેને જે અવધિજ્ઞાન રહે નહી, તે

આનુગામિક —

સૂર્યના પ્રકાશની પેઠે કે[120] ઘડાના રાતા ગુણની માફક ગમે ત્યા ઉત્પન્ન થયેલ હોય છતા બીજા ક્ષેત્રમા જાય તો પણ જે અવધિ જ્ઞાન ચાલ્યુ ન જાય, તે

હીયમાનક'—

વારવાર લાકડા નાખવાનુ તદ્દન બધ કર્યા [121]પછી જેમ અગ્નિની જાળ બુજાઈ જાય છે, તેમ

જે અવધિજ્ઞાન અસખ્ય દ્વીપોઃ સમુદ્રો' પૃથ્વીઓ. વિમાનો' મા, કે આડુઃ ઉચે' નીચે ઉત્પન્ન થયુ હોય, અને અનુક્રમે ઘટતુ ઘટતુ અ ગુલના અસખ્યાતમા ભાગ સુધી ઘટીને રહે, અથવા તદ્દન ચાલ્યુ જાય, તે

વર્ધમાનક'—

એક [122]ઉપર અને એક નીચે એમ અરણીના લાકડાને બે રાખી પરસ્પર ઘસી અગ્નિ ઉત્પન્ન કરીએ, અને વરતજ તેની બાજુમા લગોલગ સુકા લાકડાં નાખીને ચેતવીએ, ને પાછા વધારાના ઢગલે ઢગલા લાકડા નાખતા જઇએ, ત્યારે જેમ અગ્નિનો ભડકો વધતો જાય છે, તેમ—જે અવધિજ્ઞાન અ ગુલના અસખ્યાતમા ભાગથી માંડીને કોઇ પણ માપથી ઉત્પન્ન થયેલુ હોય, તે સર્વ લોક સુધી વધી જાય છે, તે.

અનવસ્થિતઃ—

પાણીમા ઉચ્છળતા [123]મોજા ઓની માફક, જે—અવધિજ્ઞાન ઘટીને વધી જાય, અને વધીને ઘટી જાય, વારવાર ચાલ્યુ જાય, ને વારવાર ઉત્પન્ન પણ થાય, તે

અવસ્થિત —

પુરુષ કે સ્ત્રી ચિહ્નની માફક, જે અવધિજ્ઞાન જેટલા ક્ષેત્રમા અ ગુલના અસખ્યાતમા ભાગથી લોક પર્યંતનુ ઉત્પન્ન થયુ હોય, તેટલાથી, કેવળજ્ઞાન પ્રાપ્ત થાય ત્યા સુધી અથવા [124]મરણ પર્યંત અથવા બીજા જન્મો સુધી પણ પાછુ ગયા વિના સ્થિર રહે, તે ૧—૨૩

અવધિજ્ઞાન કહ્યુ,

મન પર્યાય જ્ઞાન કહીશુ —

ऋजु—विपुलमती मन.पर्याय १—२४.

ઋજુમતિ અને વિપુલમતિ મન પર્યાય જ્ઞાન છે ૧-૨૪

ઋજુમતિ મનઃ પર્યાય અને વિપુલમતિ મન પર્યાય એ બે પ્રકારે મનઃ પર્યાય જ્ઞાન છે. ૧-૨૪

અહીં [પ્રશ્નકાર] કહે છે કેઃ—

" એ બેમાં શો ફેર છે ? "

અહીં કહીએ છીએ કે —

विशुद्ध्यप्रतिपाताभ्यां तद्विशेषः १-२५

વિશુદ્ધિ અને અપ્રતિપાતથી તે બન્નેયમા ફેર છે ૧-૨૫

વિશુદ્ધિકૃત અને અપ્રતિપાતકૃત એમ બે રીતે એ બન્નેયમા જુદાપણુ છે તે આ પ્રમાણેઃ—

[૧૨૫]ઋજુમતિ મન પર્યાય જ્ઞાન કરતા વિપુલમતિ મનઃપર્યાય જ્ઞાન ઘણુ જ શુદ્ધ હોય છે

વળી બીજુ એ કેઃ—

[૧૨૬]ઋજુમતિ મનઃ પર્યાયજ્ઞાન વારવાર ચાલ્યુ પણ જાય છે, પરન્તુ વિપુલ મતિ મનઃ પર્યાય જ્ઞાન તો જતુજ નથી ૧-૨૫

અહી [પ્રશ્નકાર] કહે છે કે —

" અવધિ અને મન પર્યાય જ્ઞાનમા શુ જુદાપણુ છે ? "

અહી કહીએ છીએ કેઃ—

विशुद्धि-क्षेत्र-स्वामि-विषयेभ्योऽवधि-मनःपर्याययोः १-२६

વિશુદ્ધિ ક્ષેત્ર સ્વમિ અને વિષયો થી અવધિ અને મન પર્યાય જ્ઞાનમા જુદાપણુ છે ૧-૨૬

વિશુદ્ધિકૃતઃ ક્ષેત્રકૃત સ્વામિકૃતઃ વિષયકૃતઃ એ બે-અવધિ અને મનઃ પર્યાય જ્ઞાનમાં જુદાપણુ છે

તે આ પ્રમાણેઃ—

[૧૨૭]અવધિ જ્ઞાનથી મન પર્યાય જ્ઞાન ઘણુ શુદ્ધ-સ્પષ્ટ હોય છે

જેટલાં રૂપી દ્રવ્યો અવધિજ્ઞાની જાણે છે, મનોગત તે દ્રવ્યોને મન પર્યાય જ્ઞાની ઘણાજ સ્પષ્ટ જાણે છે

વળી બીજુ —

ક્ષેત્રકૃત એ બેમા જુદાપણુ છે —

[૧૨૮]અગુલના અસખ્યાતમાં ભાગમા ઉત્પન્ન થઇને સર્વ લોક સુધી અવધિજ્ઞાન હોય છે, મન પર્યાય જ્ઞાન તો માનુષ ક્ષેત્રમાજ હોય છે, બીજા ક્ષેત્રમાં નથી હોતુ

વળી બીજુ -
આ બેમા સ્વામિકૃત પણ જુદાપણુ છે-
અવધિજ્ઞાન સયત અને અસયત [સયતાસયત]ને તથા સર્વગતિમા પણ હોય છે અને મન પર્યાય જ્ઞાન તો સયત મનુષ્યને જ હોય છે, બીજાને નથી હોતું
વળી બીજુ —
એ બેમાં વિષયકૃત પણ જુદાપણુ છે—
અવધિ જ્ઞાનનો વિષય નિબધ [વ્યાપાર] સર્વ પર્યાયોમા નહી, પણ સર્વરૂપી દ્રવ્યોમાં હોય છે, અને મન પર્યાય જ્ઞાનનો વિષયનિબધ તેને અનન્તમે ભાગે હોય છે ૧-૨૬
અહી [પ્રશ્નકાર] કહે છે કે —

"મન પર્યાય જ્ઞાન કહ્યુ,
તો હવે-કેવળજ્ઞાન શુ ?"

અહી કહીએ છીએ કે —
કેવળજ્ઞાન દશમા અધ્યાયમાં કહીશુ'—
मोहक्षयाज् ज्ञानदर्शनावरणान्तरायक्षयाच्च केवलम् १०-१.
અહી [પ્રશ્નકાર] કહે છે કે —
"આ મતિજ્ઞાન વિગેરે જ્ઞાનોમા કોનો [૧૨૯]વિષય નિબધ શો હોય છે ?"
અહી કહીએ છીએ કે'—
मतिश्रुतयोर्निबन्ध सर्व-द्रव्येष्वसर्वपर्यायेषु १-२७.
**મતિ અને શ્રુત જ્ઞાનનો વિષયવ્યાપાર સર્વ દ્રવ્યોમા, ને કેટલાક પર્યાયોમા છે ૧-૨૭**
મતિજ્ઞાન અને શ્રુત નાનનો વિષય વ્યાપાર સવ દ્રવ્યોમા અને કેટલાક પર્યાયોમા છે
તે બે જ્ઞાનવડે [આત્મા] સર્વ દ્રવ્યો જાણે છે, પરતુ તે સર્વ દ્રવ્યોને [૧૩૦]સર્વ પર્યાયો પૂર્વક જાણી શકે નહી ૧-૨૭
रूपिष्ववधे. १-२८
**અવધિજ્ઞાનનો વિષયવ્યાપાર રૂપિ દ્રવ્યોમા, ને કેટલાક પર્યાયોમા હોય છે ૧-૨૮**
અવધિજ્ઞાનનો વિષય વ્યાપાર રૂપિ દ્રવ્યોમાજ પ્રવર્તે છે, અને સર્વ પર્યાયોમા નહી, પરતુ કેટલાક પર્યાયોમા તો પ્રવર્તે છે
અત્યન્ત શુદ્ધ અવધિજ્ઞાને વડે પણ અવધિજ્ઞાની રૂપિજ દ્રવ્યો જાણી શકે છે,

તે રૂપી દ્રવ્યોને પણ સર્વપર્યાયો પૂર્વક નહી, પરન્તુ માત્ર કેટલાક પર્યાયો પૂર્વક જાણી શકે છે ૧-૨૮

तदनन्तभागे मन पर्यायस्य १-२९.

**મન પર્યાય જ્ઞાનનો વિષય-વ્યાપાર અવધિજ્ઞાનના વિષયના અનન્તમા ભાગમા હોય છે ૧-૨૯**

અવધિજ્ઞાની જે રૂપિદ્રવ્યો જાણે છે, તેના અનતમા ભાગમા મન પર્યાય જ્ઞાનની વિષય મર્યાદા પ્રવર્તે છે મન પર્યાયજ્ઞાની અવધિ જ્ઞાનના વિષયના અનતમા ભાગને એટલે કે—

મન વડે રહસ્ય વિચારણામાં—મનુષ્ય લોક પૂરતાજ—વપરાયેલા [મનોવર્ગણાના] રૂપિ દ્રવ્યોને—ઘણાજ સ્પષ્ટ [૧૩૧] જાણે છે ૧-૨૯

सर्व-द्रव्य-पर्यायेषु केवलस्य १-३०.

**કેવળ જ્ઞાનનો વિષય-વ્યાપાર સર્વ દ્રવ્યો અને સર્વ પર્યાયોમા પ્રવર્તે છે ૧-૩૦**

સર્વ દ્રવ્યોમા અને સર્વ પર્યાયોમાં કેવળ જ્ઞાનનો વિષય-વ્યાપાર પ્રવર્તે છે

તે ખરેખરઃ—

સર્વ પદાર્થો જાણનાર છે,

સપૂર્ણ લોક અને અલોકરૂપ વિષય વાળુ છે,

તેનાથી ઉચુ કોઈ પણ જ્ઞાન નથી,

અને કેવળજ્ઞાનના વિષય કરતા બીજુ કોઈ પણ જ્ઞેય બાકી રહેતુ[૧૩૨] નથી.

૧૩૩ કેવળ પરિપૂર્ણઃ સમગ્રઃ અસાધારણઃ નિરપેક્ષઃ વિશુદ્ધઃ સર્વભાવ જણાવનારઃ લોક અને અલોકમય વિષયવાળુ અનન્ત પર્યાયો વાળુઃ છે, એમ સમજવુ. ૧-૩૦

અહીં [ પ્રશ્નકાર ] કહે છે કે —

" એ મતિ વિગેરે જ્ઞાનોમાંના એક જીવમાં એકી સાથે કેટલા હોય ? "

અહી કહીયે છીએ કેઃ—

एकादीनि भाज्यानि युगपदेकस्मिन्ना चतुर्भ्यः १-३१.

**એક જીવમા એકી સાથે એકથી માડીને ચાર સુધી ઘટાવી લેવા ૧-૩૧**

મતિ વિગેરે એ જ્ઞાનોમાથી એક જીવમા એકી સાથે એકથી માંડીને ચાર સુધી ઘટાવી લેવા

તે આ પ્રમાણેઃ—

| | | | |
|---|---|---|---|
| કોઇક[૧૩૪]જીવમા મતિ આદિ જ્ઞાનોમાનુ– | | | એક જ્ઞાન હોય છે, |
| કોઈક[૧૩૫]જીવમાં | ,, | ના | બે જ્ઞાનો હોય છે, |
| કોઈક[૧૩૬]જીવમાં | ,, | ના | ત્રણ જ્ઞાનો હોય છે, |
| કોઈક[૧૩૭]જીવમાં | ,, | ના | ચાર જ્ઞાનો હોય છે, |

શ્રુતજ્ઞાન સાથે મતિજ્ઞાન અવશ્ય હોય જ છે, કેમકે—

મતિજ્ઞાન પૂર્વકજ શ્રુતજ્ઞાન ઉત્પન્ન થાય છે

જેને શ્રુતજ્ઞાન હોય, તેને અવશ્ય મતિજ્ઞાન હોય જ

પરંતુ:—

જેને મતિજ્ઞાન હોય, તેને શ્રુતજ્ઞાન [૧૩૮]હોય, કે–ન પણ હોય.

અહીં [ પ્રશ્નકાર ] કહે છે કે —

" મતિજ્ઞાન વિગેરે પ્રથમના જ્ઞાનો સાથે કેવળ જ્ઞાન હોય કે નહી ? "

અહીં કહીએ છીએ કેઃ—

કેટલાક આચાર્યો કહે છે કે —

" બીજા જ્ઞાનો સાથે કેવળ જ્ઞાનનો અભાવ નથી હોતો અર્થાત્–તેઓની સાથે પણ કેવળજ્ઞાન હોય છે પરંતુ કેવળજ્ઞાનને લીધે ઝાખા પડી જવાથી ઇંદ્રિયોની માફક નકામા થઈ પડે છે

અથવા–

જેમ–ખુલ્લા આકાશમા સૂર્ય ઉગે ત્યારે તેનુ તેજ ઘણુ હોવાથી સૂર્યના તેજમાં દબાઈ ગયેલા બીજા–અગ્નિ મણિઃ ચન્દ્ર૰ નક્ષત્ર વિગેરે તેજો પ્રકાશી શકતા નથી, તેમ કેવળ જ્ઞાન હોય ત્યારે બીજા જ્ઞાનો પ્રકાશી શકતા નથી "

ત્યારે કેટલાક આચાર્યો કહે છે કે —

" અપાય અને સદ્દ્રવ્ય તે–મતિજ્ઞાન તે પૂર્વક શ્રુતજ્ઞાન થાય અવધિ અને મન૰ પર્યાય જ્ઞાન રૂપિ દ્રવ્યોમા પ્રવર્તે છે, માટે–એ ચારેય જ્ઞાનો કેવળિ ભગવતોને નથી હોતા

વળી બીજુ જાણવાનુ એ છે કે૰—

મતિ જ્ઞાનાદિક ચારેયનો ઉપયોગ અનુક્રમે હોય છે, એકી સાથે નથી હોતો, પરંતુ સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ દર્શન યુક્ત કેવળી ભગવતોને–બીજી કોઇ પણ જાતની મદદ વિના એકી સાથે સર્વ પદાર્થોને જાણી લેનારા કેવળ જ્ઞાન અને કેવળ દર્શનમા એક એક સમયને આન્તરે ઉપયોગ [૧૩૯] હોય છે

વળી બીજુ [ કારણ એ છે કે ]—

પ્રથમના ચાર જ્ઞાન જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલાં હોય છે, અને કેવલજ્ઞાન ક્ષયથી જ ઉત્પન્ન થાય છે, તેથી કેવલજ્ઞાનીને બીજા જ્ઞાનો હોતાં નથી ૧–૩૧

मति-श्रुतावधयो विपर्ययश्च १-३२.

મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન વિપયરૂપે-વિરુદ્ધ પણ હોય છે. ૧–૩૨.

મતિજ્ઞાનઃ શ્રુતજ્ઞાનઃ અને અવધિજ્ઞાન એ વિપર્યય રૂપે પણ હોય છે, એટલે કે જ્ઞાન અને અજ્ઞાન એ સ્વરૂપે હોય છે જ્ઞાનથી વિરુદ્ધ, તે–અજ્ઞાન

અહીં [ પ્રશ્નકાર ] કહે છે કે —

" જે જ્ઞાન, તેજ અજ્ઞાન ? એ તો છાયડો અને તડકો તથા ઠંડુ અને ઉનુઃ તેની માફક પરસ્પર અત્યન્ત વિરુદ્ધ છે "

અહી કહીએ છીએ કેઃ—

એ જ્ઞાનો, મિથ્યાદર્શનથી જોડાયેલા હોવાથી વિપરીત જાણનારા છે, માટે–અજ્ઞાન રૂપ છે.

તે આ પ્રમાણેઃ—

મતિઅજ્ઞાનઃ શ્રુતઅજ્ઞાન વિભઙ્ગજ્ઞાન વિપરીત અવધિજ્ઞાન " વિભઙ્ગ " કહેવાય છે ૧–૩૨

અહી [ પ્રશ્નકાર ] કહે છે કેઃ—

" આપે કહ્યું કે–" સમ્યગ્દર્શથી જોડાયેલા હોય ત્યારે મત્યાદિ ત્રણ જ્ઞાન છે, અને તેથી વિપરીત હોય, તો તે ત્રણેય જ્ઞાન, અજ્ઞાન છે "

પરંતુ ભવ્ય કે અભવ્ય મિથ્યાદૃષ્ટિઓ પણ ઇંદ્રિયોની મદદથી સ્પર્શાદિ વિષયોને અવિપરીત રીતે–બરાબર જાણે છે, સ્પર્શને સ્પર્શ તરીકે રસને રસ તરીકે એ પ્રમાણે બીજા વિષયોને પણ ઓળખાવે છે, તો પછી આપે કહ્યુ, એ શી રીતે ? "

અહી કહીએ છીએ કે.—

તેઓને એ વિપરીત હોય છે—

सदसतोरविशेषाद् यदृच्छोपलब्धेरुन्मत्तवत् १-३३.

સદ્ અને અસદ્‌નો ફેર સમજી શકતા ન હોવાથી ગાડાની માફક મરજી પ્રમાણે જ્ઞાન કરે છે, માટે ૧–૩૩

જેમ-ગાંડો માણસ, કર્મોના ઉદયથી તેની ઇન્દ્રિયો ખામી વાળી હોવાને લીધે, ખરી વસ્તુ સ્થિતિ જાણી શકતો નથી, તે-

ઘોડાને " આ ગાય છે, " એમ: ગાયને "આ ઘોડો છે" એમ: ઢેફાને "સોનુ છે," એમ અને સોનાને "ઢેફુ છે" એમ ધારે છે

તેમ જ-

કોઇપણ જાતની વિશેષતાઓ વિના[૧૪૦]

ઢેફાને " ઢેફુ જ " અને

સોનાને " સોનુ જ "

તથા ઢેફુ તે " સોનુ, "

સોનુ તે " ઢેફુ, "

એમ-વિપરીત રીતે ધારણા કરતા તેને અજ્ઞાન જ હોય છે, તેજ પ્રકારે—

મિથ્યા દર્શનથી જેની ઇંદ્રિયો અને બુદ્ધિ ઘેરાઈ ગયેલી હોય, તેના મતિ, શ્રુત અને અવધિ અજ્ઞાનરૂપ હોય છે[૧૪૧] ૧-૩૩

જ્ઞાન[૧૪૨]સમજાવ્યુ

ચારિત્ર નવમા અધ્યાયમા સમજાવીશુ[૧૪૩]

બન્નેય પ્રમાણો પણ સમજાવ્યા,

નયો સમજાવીએ છીએ —

તે આ પ્રમાણે—

नैगम-सग्रह-व्यवहारर्जु-सूत्र-शब्दा नया. १-३४.

**નૈગમ સગ્રહ વ્યવહાર ઋજુસૂત્ર શબ્દ એ નયો છે[૧૪૪] ૧-૩૪**

નૈગમ સગ્રહ વ્યવહાર ઋજુસૂત્ર શબ્દ એ પાચ નયો હોય છે ૧-૩૪

आद्य-शब्दौ द्वि-त्रि-भेदौ १-३६.

**પ્રથમનો નય અને શબ્દ નય બે અને ત્રણ ભેદોવાળા છે. ૧-૩૫**

સૂત્રમાનો અનુક્રમ પણ પ્રમાણ ભૂત ગણાતો હોવાથી આદ્ય એટલે નૈગમ નય, તે બે ભેદવાળો છે —

દેશપરિક્ષેપી અને સર્વપરિક્ષેપી

શબ્દ નય ત્રણ ભેદો વાળો છે —

સામ્પ્રત સમભિરૂઢ અને એવભૂત[૧૪૫]

અહી [ પ્રશ્નકાર ] કહે છે કે —

" તેઓનુ લક્ષણ શુ ? "

અહી કહીએ [૧૪૬]છીએ કેઃ—

નિગમ[૧૪૭]એટલે દેશ જુદા જુદા દેશોમા જે જે શબ્દો બોલાય છે. તેઓના અર્થો અને શબ્દના અર્થોનુ જ્ઞાનઃ તે દેશગ્રાહી અને સમગ્રગ્રાહી **નૈગમ નયઃ**

[૧૪૮]પદાર્થોના સર્વ દેશ [ સામાન્ય ] અને એક દેશ [વિશેષ]ઃનો સગ્રહ [જે શબ્દોથી] જણાય તે **સગ્રહ નય**

[ જે શબ્દોથી] [૧૪૯]સામાન્ય લોકો જેવુ, લગભગ ઉપચાર રૂપ, અને ઘણા જ્ઞેયોવાળુ જ્ઞાન થાય, તે **જ્ઞાન-વ્યવહાર નયઃ**

[જે શબ્દોથી][૧૫૦]વર્તમાનકાળે વિદ્યમાન પદાર્થોનેજ પદાર્થ તરીકે કહેવાય અને જણાય, **તે જ્ઞાન-ઋજુસૂત્ર નય.**

[૧૫૧]જેનો અર્થ, તે પ્રમાણે [જે શબ્દોથી] કહેવાય, તે જ્ઞાન-**તે શબ્દ નય**

[૧૫૨]નામ નિક્ષેપાદિક વડે નિક્ષેપાયેલ પદાર્થમા જે શબ્દ પ્રથમ વાપર્યો હોય, તે શબ્દથી પણ માત્ર ગમે તે એક નિક્ષેપાયુક્ત અર્થ વિષેનુ જે જ્ઞાન, તે **સામ્પ્રત શબ્દ નયઃ**

[૧૫૩]પોતાના વ્યુત્પિત્તિ સિદ્ધ અર્થ શિવાય, બીજા પર્યાય શબ્દથી વાચ્ય પણ પોતાના અર્થો વિદ્યમાન છતા [ જે શબ્દથી ] તેઓમા જ્ઞાન ન પ્રવર્તે, તે જ્ઞાન **-સમભિરૂઢ શબ્દ નય**

[૧૫૪]વ્યઞ્જન એટલે પદાર્થ ઓળખવા માટે વપરાયેલો શબ્દ અને અર્થ એટલે જેને માટ તે શબ્દ વાપરેલો હોય તે પદાર્થ તે બન્નેય જ્યારે બરાબર હોય, ત્યારેજ જે જ્ઞાન પ્રવર્તે, તે **એવભૂત શબ્દ નયઃ**

અહીં [પ્રશ્નકાર] કહે છે કે —

"નૈગમ વિગેરે નયો આપે ઉદ્દેશ-રૂપે સમજાવ્યા, પરતુ, તે-"નયો" એટલે તેનો [૧૫૫]શબ્દાર્થ શો થાય છે ?"

અહીં કહીએ છીએ કેઃ—

નયો પ્રાપકા' કારકા સાધકાઃ નિર્વર્તકા. નિર્ભાસકાઃ ઉપલમ્ભકા વ્યઞ્જકા એ પર્યાય શબ્દો છે

[૧૫૬]જીવાદિક પદાર્થોને-લઈ જાય પામે કરાવે સધાવે ઉત્પન્ન કરેઃ ભાસ કરાવે' ઓળખાવે પ્રગટ કરાવેઃ તે નયો.

'અહીં [પ્રશ્નકાર] કહે છે કેઃ—

"આ નયો, તે શુ જુદા જુદા મતો માનનારા વાદિઓ છે ? કે બુદ્ધિ ભેદે કરીને સ્વતન્ત્ર રીતે પ્રવર્તેલા પ્રશ્નકારોના પક્ષો છે ?"

અહીં કહીએ છીએ કેઃ—

એ જુદા જુદા મતોને માનનારા વાદીઓ નથી તેમજ સ્વતન્ત્રપણે બુદ્ધિના જુદા જુદા ભેદોથી પ્રવર્તેલા પક્ષો પણ નથી પરંતુ—

એ-[૧૫૭]જાણવાના પદાર્થ વિષેના જ્ઞાનના જુદા જુદા પ્રકારો છે તે આ પ્રકારે —

"ઘડો" એમ કહેવાથી=

જે આ-

ચેષ્ટાથી બનેલું,

ઉંચા અને ગોળ કાંના વાળી લાંબી અને ગોળ ડોકવાળુ,

નીચેથી પણ ગોળ,

પાણી વિગેરે લાવવા અને ભરી રાખવામાં ઉપયોગી,

ઉત્તર ગુણો-એટલે પકાવવા અને રંગવા વિગેરે પાછળની બનાવટોથી તૈયાર થયેલું, એવું-

અમુક એક પ્રકારનું જે દ્રવ્ય છે,

=તે[૧૫૮] અમુક ખાસ એક દ્રવ્યનું કે તેની જાતના બીજા દરેક દ્રવ્યોનું જે એક જાતનું જ્ઞાન થાય છે, તે નૈગમ નય

=નામ સ્થાપના વિગેરે નિક્ષેપાઓ વડે જુદા જુદા સમજવામાં આવેલા, ત્રણેય કાળના, એક કે ઘણા ઘડાઓનું, અમુક એક જાતનું જે જ્ઞાન થાય છે, તે સંગ્રહ[૧૫૯] નય

=દુનિયાદારીના લોકોની સ્થૂલ સમજ પ્રમાણે સમજાયેલા અને લગભગ ઔપચારિક જેવા તે અમુક અમુક ખાસ [ઘટ] પદાર્થોનું જે 'અમુક એક જાતનું જ્ઞાન થાય છે, તે વ્યવહાર [૧૬૦]નય

=દુનિયાદારીના લોકોની સ્થૂલ સમજ પ્રમાણે સમજાયેલા અને લગભગ ઔપચારિક જેવા તે ત્રણેય કાળના હોય છતાં માત્ર વર્તમાન કાળમાજ વિદ્યમાન અમુક અમુક ઘટ પદાર્થોનું જે અમુક એક જાતનું જ્ઞાન થાય છે તે-ઋજુસૂત્ર નય [૧૬૧]

=ઉપર પ્રમાણે વર્તમાન કાળમાજ વિદ્યમાન હોય-તેમાંના જે ચારેય નિક્ષેપાથી નિક્ષિપ્ત કરાયેલા હોય, તેમાના કોઇપણ એક નિક્ષેપે માત્ર, નિક્ષિપ્ત કરાયેલા અમુક અમુક ઘડા પદાર્થોનું પૂર્વના સંકેત પ્રમાણે [શબ્દ અને અર્થના સંબંધપૂર્વક] જે અમુક એક પ્રકારનું જ્ઞાન થાય છે, તે-સામ્પ્રત શબ્દ નય [૧૬૨]

=ઉપર પ્રમાણે વર્તમાનકાળમાજ વિદ્યમાન હોય-તેમાના જે ચારેય નિક્ષે

પાથી નિક્ષિપ્ત કરાયેલા હોય, તેમાના માત્ર કોઈપણ એક નિક્ષેપે નિક્ષિપ્ત કરાયેલા અમુક અમુક ઘડા પદાર્થોનુ –વિતર્કધ્યાનની માફક બીજા પર્યાયાર્થમાં જ્ઞાનનો સક્રમ થયા વિના– અમુક એક પ્રકારનુ જ્ઞાન થાય છે, તે **સમભિરૂઢ નય**[૧૧૩]

=ઉપર પ્રમાણે બીજા પર્યાયાર્થમા જ્ઞાનનો સક્રમ થયા વિના–શબ્દ અને પદાર્થની પરસ્પરની [અત્યન્ત] અપેક્ષા પૂર્વકજ તે ઘડા પદાર્થનુ જે અમુક એક પ્રકારનુ જ્ઞાન થાય છે, તે **એવભૂત નય**[૧૧૪]

અહીં [પ્રશ્નકાર] કહે છે કેઃ—

"આ રીતે–એક જ પદાર્થમા જુદા જુદા વિચારોના મિશ્રણથી તો ગેર-સમજ ઉત્પન્ન થવાનો પ્રસગ ઉભો ન થાય ?"

અહીં કહીએ છીએ કેઃ—

જેમ—

સર્વે પદાર્થો —

વિશેષતા ન હોવાથી સામાન્ય રીતે—સત્ રૂપે એક છે

સર્વે પદાર્થોઃ—

જીવ : અજીવ : રૂપે બે છે

સર્વે પદાર્થોઃ—

દ્રવ્યઃ ગુણઃ પર્યાયઃની અપાક્ષાએ ત્રણુ છે

સર્વે પદાર્થો —

ચાર દર્શનના વિષય તરીકેની અપેક્ષાએ ચાર છે.

સર્વે પદાર્થોઃ—

પાચ અસ્તિકાયની અપેક્ષાએ પાચ છે

સર્વે પદાર્થો —

છ દ્રવ્યોની અપેક્ષાએ છ છે

જેમ —

એ ગેર સમજ રૂપ નથી, પરતુ–માત્ર જુદી જુદી અપેક્ષાઓ છે, તે પ્રમાણે—નયવાદો પણ છે

વળી બીજું—

જેમ —

મતિજ્ઞાનાદિક પાંચેય જ્ઞાને કરીને ધર્માસ્તિકાયાદિકમાંના કોઇપણ એક પદાર્થને પર્યાય વિશુદ્ધિ વિશેષે કરીને વધારે વધારે જુદા જુદા પ્રકારે જાણી શકાય છે, તે પરસ્પર ગેર સમજ રૂપ નથી, તે પ્રમાણે–નય વાદો પણ છે

અથવા તો–

જેમ —

એકજ પદાર્થ પોતપોતાના વિષયની મર્યાદા પ્રમાણે પ્રત્યક્ષ અનુમાન. ઉપમાન અને આપ્ત વચનઃ રૂપ જુદા જુદા પ્રમાણો વડે જાણી શકાય છે, અને તે ગેર સમજ રૂપ નથી થતું, તે પ્રમાણે–નય વાદો પણ છે

અને કહે પણ છે કે'—

નૈગમ એવા શબ્દો અને અર્થોઃ એકઃ અને અનેક અર્થ પ્રગટ કરવાની અપેક્ષા રાખીને વ્યવહાર કરનારો દેશગ્રાહી' અને સમગ્રગ્રાહી નૈગમ નય જાણવો ૧

નયવિધિ જાણનારે–

સામાન્યમાંઃ સામાન્ય વિશેષમાઃ અને વિશેષમાઃ જે સંગ્રહાત્મક શબ્દ પ્રવર્તે, તે જ્ઞાનને સંગ્રહનયની મર્યાદામા આવતું જાણવુ જોઇએ ૨

લોકોપચારની મર્યાદા પ્રમાણે–

સમુદાય વ્યક્તિ આકૃતિ સત્તા સંજ્ઞા વિગેરેના નિર્ણયપૂર્વક વિસ્તારથી પ્રવર્તતા જ્ઞાનને વ્યવહાર નય જાણવો ૩

વર્તમાન કાળમા રહેલા અર્થને જાણનારા જ્ઞાનને ટુંકામા ઋજુ સૂત્ર નય સમજી લેવો

જેવો–અર્થ –તેવો શબ્દ, કે જેવો–શબ્દ તેવો–અર્થ એ પ્રમાણે–તેના ભેદો પ્રમાણે ઘટાવીને શબ્દ નય જાણવો ૪

બસ

અહીં [પ્રશ્નકાર] કહે છે કે —

"હવે —[૧૬૫]

"જીવ."

"નો જીવ"

"અજીવ"

"નો અજીવ"

એમ કહેવાથી–કયા નયથી નો અર્થ સમજાય છે ?"

અહી કહીએ છીએ કે —

"જીવ" એમ કહેવાથી, નૈગમઃ સંગ્રહઃ વ્યવહારઃ ઋજુસૂત્ર સામ્પ્રતઃ અને સમભિરૂઢ નયો વડે પાચેય ગતિમા વિદ્યમાન કોઈ પણ એક "જીવ" એમ સમજાય છે

"શાથી ?"

[૧૧૬]એ નયો, જીવ વિષે ઔપશમિકાદિ ભાવ વડે યુક્ત પદાર્થને ગ્રહણ કરનારા છે, માટે

"નો અજીવ" એટલે અજીવ દ્રવ્ય અથવા જીવના દેશ અને પ્રદેશ.

"અજીવ" એટલે અજીવ દ્રવ્ય જ.

"નો અજીવ" એટલે જીવ જ, અથવા–તેના–દેશ અને પ્રદેશો

એવભૂત નયથી તો—

"જીવ" એમ કહેવાથી–

સસારમા રહેલો જ જીવ સમજાય છે.

"શાથી એમ ?"

આ નય, જીવની પ્રતિ ઔદયિક [૧૧૭]ભાવજ ગ્રહણ કરનારો છેઃ—

जीवति, इति जीवः, प्राणिति=प्राणान् धारयति એવો અર્થ કરવોઃ

[ જીવે, તે–જીવઃ પ્રાણે=પ્રાણો ધારણ કરે, તે જીવઃ ]

તેવુ [ પ્રાણ ધારણરૂપ ] જીવન, સિદ્ધોમા નથી હોતુ માટે–ભવસ્થ હોય, તે જ–જીવ કહેવાય

"નો જીવ" એટલે અજીવ દ્રવ્ય, અથવા સિદ્ધનો જીવ

"અજીવ" એટલે અજીવ દ્રવ્ય જ

"નો અજીવ" એટલે સસારમા રહેલોજ જીવ –

આ નય, આખા અર્થને ગ્રહણ કરનારો હોવાથી, આ નયથી–દેશ અને પ્રદેશને ગ્રહણ કરાતા નથી

આ જ પ્રમાણે —

"બે જીવો" "ઘણા જીવોઃ" એમ બોલતી વખતે પણ સમજવુ

સર્વ સંગ્રહ નયની અપેક્ષાએ તો—

જીવ નો જીવ અજીવ નો અજીવ બે જીવો બે નો જીવો બે અજીવોઃ બેનો અજીવો એ–એક વચન અને દ્વિવચન ના ભાંગા સભવી શકતા નથી

"કેમ ?"

આ–સર્વસંગ્રહ નય –

જીવોની સંખ્યા અનંત હોવાથી,જ્યારે બહુપણુ સ્વીકારે છે, ત્યારે જ યથાર્થ– ગ્રાહી ગણાય છે

બીજા સર્વ નયો–

જાતિની અપેક્ષાએ–એકાર્થે બહુ વચન, અને ઘણામા પણ બહુવચન સ્વીકારીને ત્રણેય વચનોથી બોલાવાયેલ વસ્તુને ગ્રહણ કરનારા છે

આ પ્રમાણે સર્વ પદાર્થોમા નય વાદોનુ જ્ઞાન કરવુ

અહી [ પ્રશ્નકાર ] કહે છે કે:—

"કયો નય [૧૬૮]વિપર્યય સહિત પાચ જ્ઞાનોમા કયા જ્ઞાનનો આશ્રય કરે છે?"

અહી કહીએ છીએ કે —

નૈગમાદિક ત્રણે ય નયો, સર્વ=આઠેય જ્ઞાનોનો સ્વીકાર કરે છે

ઋજુસૂત્ર નય, મતિજ્ઞાન અને મતિઅજ્ઞાન વર્જીને છનો સ્વીકાર કરે છે

અહી [ પ્રશ્નકાર ] કહે છે કે'—

" વિપર્યય સહિત મતિજ્ઞાનને તે કેમ નથી સ્વીકારતો ? "

અહી કહીએ છીએ કે —

'મતિજ્ઞાન અને મતિ અજ્ઞાન એ બન્નેય, વિપર્યય સહિત શ્રુતજ્ઞાનના મદદગાર જ છે (પરંતુ પ્રધાન પણે ઉપયોગી નથી), માટે

શબ્દ નય તો—

શ્રુતજ્ઞાન અને કેવળજ્ઞાન'નો જ સ્વીકાર કરે છે

અહી (પ્રશ્નકાર) કહે છે કે'—

"શા માટે બીજા જ્ઞાનોનો તે સ્વીકાર કરતો નથી ?"

અહી કહીએ છીએ કે —

મતિ અવધિ' અને મન પર્યાય જ્ઞાન પણ માત્ર શ્રુતજ્ઞાનના મદદગાર જ છે [તથા] સર્વ જીવોનો ચેતના અને જ્ઞસ્વભાવ હોવાથી, આ નયની દૃષ્ટિમા કોઈ પણ જીવ મિથ્યાદૃષ્ટિ કે અજ્ઞ છેજ નહી તેથી વિપર્યયને–અજ્ઞાનોને તે સ્વીકારતો નથી

અને આથી જ—

પ્રત્યક્ષ અનુમાન ઉપમાન આપ્તવાક્ય વિગેરેને [આ નય] પ્રમાણભૂત સ્વીકારે છે [૧૬૯] (૧–૧૨)

[૧૭૦]એકાર્થક ( સમાનાર્થકપર્યાય શબ્દોવાળા ) પદાર્થો અર્થ પદો ( નિરુક્તાર્થક પદો ) વાળા પદાર્થો' અને ઇષ્ટ વિધાનો [ભેદો] જાણીને નિક્ષેપાદિકથી ઘટાવીને નયો વડે ( જીવાદિ ) તત્ત્વોની પરીક્ષા કરવી. ૧

પ્રથમના ત્રણ નયો વિપર્યય સહિત સર્વ ( પાચેય ) જ્ઞાનોને સ્વીકારે છે'– એટલે–સમ્યગ્દૃષ્ટિને જ્ઞાનો, અને મિથ્યાદૃષ્ટિને અજ્ઞાનો ૨

મતિ, શ્રુતમાં ઉપકારી હોવાથી, તેને જુદા ન માનતા, ઋજુસૂત્ર નય છ જ જ્ઞાન સ્વીકારે છે

બીજા જ્ઞાનો શ્રુતજ્ઞાનના અંગભૂત હોવાથી, શબ્દ નય શ્રુતજ્ઞાનને અને કેવળ જ્ઞાનને જ સ્વીકારે છે ૩

એટલે–આ નય–મિથ્યા દૃષ્ટિ પણ અને અજ્ઞપણુ સ્વીકારતો નથી

કેમકે–જીવ જ્ઞ સ્વભાવવાળો હોવાથી, આ નયની દૃષ્ટિમા કોઈપણ જીવ અજ્ઞ નથી, તેમજ કોઇ મિથ્યાદૃષ્ટિ પણ નથી. ૪

આ પ્રમાણે નય વાદો ઘણાજ વિચિત્ર છે કદાચ વિરુદ્ધ જેવા જણાય, છતા તે પોતપોતાના વિષયોમા શુદ્ધ છે જો કે તે લૌકિક સમજણ દૃષ્ટિથી તો પર છે માટે તત્વજ્ઞાન[૭૧] કરવા માટે તે ખાસ જાણવા જેવા છે ૫.

## શ્રી અર્હત્પ્રવચનના સંક્ષિપ્તમ ગ્રહરૂપ શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્રના ભાષ્યના ગુર્જરભાષાપર્યાયનો પહેલો અધ્યાય સંપૂર્ણ

---

૬૫

### રહસ્ય-પરિમલ ( ચાલુ )

[ પાછળના–પેઈજ ૬૪ થી અનુસંધાન ]

૧૬૪ જ્યારે ઘટન ક્રિયા ચાલતી હોય ત્યારેજ તેને ઘટ કહે, અને કુમ્ભન ક્રિયા ચાલતી હોય ત્યારેજ તેને કુમ્ભ કહે ઘટન ક્રિયા બંધ પડે કે પછી તે પદાર્થનેને ઘટ શબ્દથી ન કહે કુમ્ભન ક્રિયા બંધ પડે કે પછી તેને કુમ્ભ ન કહે

સમરૂઢવાળો તો માત્ર ઘટન ક્રિયાને ઉદ્દેશીને ઘટ નામ આપે અને કુમ્ભન ક્રિયાને ઉદ્દેશીને કુમ્ભ નામ આપે

પરંતુ **એવંભૂત** નયવાળો તો કુમ્ભન ક્રિયા ચાલતી હોય તોજ કુમ્ભ કહે, ઘટન ક્રિયા ચાલતી હોય તોજ ઘટ કહે

ઘટ શબ્દ ઉપર ઘટાવેલું નયોનું આ ભાષ્ય સંક્ષેપમા હોઈ તેનો ભાવ સમજવો ઘણો મુશ્કેલ છે ટીકાની મદદથી પણ કેટલોક ભાગ સંદિગ્ધ રહે છે

૧૬૫ નયોની ઘટના–જીવાદિ દ્રવ્યો ઉપર કરી બતાવે છે "દુનિયામા નીચે પ્રમાણે જે શબ્દો બોલાય છે, તે કયા કયા નયની અપેક્ષા ધ્યાનમા લઇને બોલાય છે?"

સારાંશ કે–જગતમા ચાલતો સર્વ શબ્દ વ્યવહાર ભિન્ન ભિન્ન નયની અપેક્ષાએ પ્રવર્તતો હોય છે, એટલુંજ નહીં પણ એકજ વાક્યમા વપરાયેલા જુદા જુદા શબ્દોનો પ્રયોગ પણ જુદા જુદા નયોની અપેક્ષાઓ ધ્યાનમા લઇને થયેલો હોય છે તેના માત્ર સામાન્ય દૃષ્ટાન્ત આપીને તે અપેક્ષાઓ સમજાવે છે અને તે "ઘડો છે," એ વાક્યમા આગળ [ પેજ ૫૬ મા અમે પણ ] સમજાવેલ છે

૧૬૬ **સર્વસંગ્રહ અને એવંભૂત** સિવાયના

૧૬૭ આ નય યથા અર્થ–યથા શબ્દનો ઉપયોગ કરે છે માટે ઔદયિક ભાવની અપેક્ષાએ જીવ એક છતા મનુષ્ય, દેવ, વિગેરે તે તે ગતિની અવસ્થામા જુદે જુદે વખતે પરિણત થાય છે, ત્યારે તે તે વખતે તેજ આત્મા તે તે જુદા જુદા નામો ધારણ કરે છે નારકમા ગયા પછી જીવ એજ છતા, તેને તે વખતે મનુષ્ય નથી

કહેવાતો માટે વર્તમાનકાળે જે પરિસ્થિતિ ઉદયમા હોય, તે પ્રમાણે આ નય અનુસરે છે કેમકે તે યથા-અર્થ તથા અભિધાયી છે, માટે-ઔદયિક ભાવને અનુસરે છે

૧૬૮ પ્રમાણુ જ્ઞાનરૂપ છે, પ્રમાણનુ પ્રતિપાદન પણ જ્ઞાનરૂપ છે પ્રમાણુ વડે થતો અધિગમ પણ જ્ઞાનરૂપ છે તેજ પ્રમાણે નયો પણ જ્ઞાનરૂપ છે નયોનુ પ્રતિપાદન પણ જ્ઞાનરૂપ છે

પ્રમાણો સર્વ પદાર્થને પ્રમેય તરીકે રાખે છે તેજ પ્રમાણે પ્રમાણો પાચજ્ઞાનને એટલે પ્રમાણોને પણ પ્રમેય તરીકે રાખે છે

તેજ પ્રમાણે નયો જેમ સર્વ પદાર્થોને નયો તરીકે રાખે છે તેજ પ્રમાણે સર્વ નયોને પણ નયો તરીકે રાખે છે તેજ પ્રમાણે નયો અને જ્ઞાનો પણ નયો બની શકે છે

અહીં, ૯ મા સૂત્રથી જ્ઞાનનુ પ્રકરણ ચાલુ હતુ જે નયોની પહેલા પુરૂ કર્યું છે તે સ્થૂલ સગતિથી સૂક્ષ્મ સગતિથી તો હજુ ચાલુ છે કેમકે-સમ્યગ્ દર્શનનું વર્ણન ૮ મા સૂત્ર સુધી પછી સમ્યગ્જ્ઞાનનું વર્ણન ચાલુ છે આ અધ્યાયના મુખ્ય બે વિષયો-દર્શન અને જ્ઞાન છે, તેને ચાલુ ગણવામા હરકત નથી પ્રમાણુ અને નયો પણ જ્ઞાન સ્વરૂપજ છે એટલે જ્ઞાન ઉપર પણ નયો ઘટાવી બતાવે છે

પ્રથમ સમ્યગ્દર્શનનું પ્રકરણ ચાલતુ હતું, એટલે નિર્દેશાદિ તેના ઉપર ઘટાવ્યા હતા અહીં જ્ઞાનનું પ્રકરણ સૂક્ષ્મ સગતિથી ચાલુ છે એટલે તે ઉપર ઘટાવી બતાવીને નયનું અને જ્ઞાનનું પ્રકરણ પુરૂ કરશે. તેમ કરીને અધિગમનું પ્રકરણ પુરૂ કરશે અને તેમ કરીને પ્રથમ અધ્યાયનો ઉપસહાર કરશે

૧૬૯ જીવ, નો જીવ તથા પાચ જ્ઞાન ઉપર નયો ઘટાવતી વખતે તે તે નયોની વિષય ગ્રાહકતા કેવી કેવી હોય છે ? તે પ્રાસગિક જણાવેલ છે પરતુ ભાષ્યમા આપેલા નયોના લક્ષણો ઉપરથી તે ઘટના કરી શકાય તેમ નથી માત્ર ભાષ્યકારે કરેલા વ્યાખ્યા નથી આપણે એ બધુ સમજી શકીએ છીએ કેમકે-"શબ્દનય બાકીના જ્ઞાનો કે અજ્ઞાનોને નથી માનતો એ વાત ભાષ્યમા સમજાવેલ ન હોત તો આપેલા લક્ષણો ઉપરથી તારવવી મુશ્કેલ છે જો કે નિર્દિષ્ટ કરેલા એ લક્ષણોથી તે નથી સૂચવાતું તેમ પણ નથી એટલે કે નયોની વ્યાપક વ્યાખ્યાઓ દુઘટ છે તે અને નયોની વ્યાખ્યા અનેક દષ્ટિબિદુઓથી થાય છે તે પણ અહીં બરાબર સમજાશે

શબ્દ નય બેજ જ્ઞાન સ્વીકારે છે તેમ કહેવાનુ પોતાણુ શુ ? શા કારણથી એમ કરે છે ?

**जानाति-परिछिनत्ति इति ज्ञानम्** આ પ્રમાણેની વ્યુત્પત્તિ ઉપરથી નિગોદમા એ અર્થ-જ્ઞાનપદાર્થ હોય છે, માટે તેને જ્ઞાની કહેવામાં શબ્દ નયવાળાને વાધો નથી અને એવી રીતે સહેજ પણ જાણવાની શક્તિ વગરનો કોઇપણ જીવ હોતો નથી, એટલે પછી તે નય કોઇને અજ્ઞાની કે મિથ્યાદષ્ટિ માની શકતો નથી

૧૭૦ આ શ્લોકોમાં આખા અધ્યાયનો ઉપસહાર છે

એ ાથપયાય એટલે પર્યાય શબ્દો-મતિ-સજ્ઞા વિગેરે અને અન્યાર્થ પર્યાય એટલે નિરુક્તાર્થ પર્યાય નૈગમ વિગેરે આ ઉપરથી જીવાદિઅર્થોના નયની અપેક્ષાએ શબ્દો શબ્દોની અપેક્ષાએ જીવાદિતત્ત્વો જાણવાની ભલામણ કરે છે કહેવાનો ભાવાર્થ

એ છે કે-ભાષ્યકાર, વ્યુત્પત્તિ સિદ્ધ અર્થો, નિરુક્તાર્થો તથા નિક્ષેપાદિથી સમજાતા અર્થો એ-દરેકની મદદથી તત્ત્વો સમજવાની ભલામણ કરે છે

નયો અને પ્રમાણોથી તત્ત્વોની પરીક્ષા કરવી તે પણ શુદ્ધ તત્ત્વોનીજ નહીં, પરન્તુ નામાદિ નિક્ષિપ્ત તત્ત્વોની પણ પરીક્ષા કરવી, તેના વિધાનો-ભેદો ઈષ્ટ, લક્ષણ વિગેરે ઘટાવીને કરવી હવે પછી બીજા અધ્યાયોમા જે આવશે તેનો આ સક્ષિપ્ત સૂચના છે અને તે દરેક ભિન્નભિન્ન નયોની અપેક્ષાએ ભિન્નભિન્ન રીતે સમજવાનું હોય છે તે તરફ આપણુ ગ્રથકાર ભગવાન બરાબર ધ્યાન ખેચે છે

૭૧ નયો વડે તત્ત્વોનો અધિગમ થાય, અને તત્ત્વોના અધિગમ માટે નયોનો પણ અધિગમ કરવો જોઇએ અર્થાત્ નયો અધિગમના સાધન છે, તેમજ અધિગમના વિષય ભૂત એટલે-અધિગમ્યો પણ છે તેજ પ્રમાણે અધિગમ પણ નયોનો વિષયભૂત છે, તેમજ નયોને જાણવાનુ સાધન પણ છે

स्वपरव्यवसायि ज्ञान प्रमाणम्

આ અપેક્ષાએ-જ્ઞાન પોતાને અને બીજાને પણ જાણનાર છે —

વિશ્વમા આત્મા નામના દ્રવ્યની બદ્ધાવસ્થા અને મોક્ષાવસ્થા હોય છે, એ બદ્ધાવસ્થામાથી મોક્ષાવસ્થા પ્રાપ્ત કરવા, ત્રણ રત્ન રૂપ મોક્ષમાર્ગમા તેને ચાલવુ પડે છે

તેમાનુ પ્રથમ રત્ન સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવા તત્ત્વોનો અધિગમ કરવો પડે છે, તેજ અધિગમથી સમ્યક્ત્વ થાય નિસર્ગથી સમ્યગ્દર્શન થયુ હોય, તેને કદાચ અધિગમની જરૂર ન પડે કદાચ-શબ્દ એટલા માટે લખીએ છીએ કે-તેને પણ વિશેષ આગળ વધવા અધિગમની જરૂર પડે ખરી

તત્ત્વાર્થાધિગમ પ્રમાણો અને નયોથી થઇ શકે છે માટે પ્રમાણો અને નયોનો અધિગમ કરવો અને તેના અધિગમ વડે તત્ત્વોનો અધિગમ કરવો

અથવા જગતના કોઈ પણ પ્રામાણિક વ્યવહાર માટે પણ પ્રમાણ વિજ્ઞાન અને નય વિજ્ઞાન ઉપયોગી હોવાથી-જગતમા તે સ્વય સિદ્ધ હોવાથી-તે જાણવુ જરૂરી હોવાથી, તે વિષે ખાસ ઉડાણ ભરેલુ જ્ઞાન મેળવવુ જોઇએ

જગતના જુદા જુદા શાસ્ત્રો જો કે જ્ઞાન સ્વરૂપ જ છે છતા દરેકના વિષયો સ્વતત્રપણે જુદા જુદા હોય છે તેમ જ સર્વ નયોનો વિચાર અદ્ભુત જ્ઞાન સ્વરૂપ હોવા છતા દરેક નય પોતપોતાની જુદી જુદી વિષય મર્યાદા સમજાવે છે

માટે નયોનુ જ્ઞાન ઘણા જ ઉડા અભ્યાસથી કરવા જેવુ છે એ થયા વિના દરેક ધર્મોનો અભ્યાસ બરાબર ન થઈ શકે જાણતા અજાણતા જીવો આ નયોનો ઉપયોગ પોતાના અનેક વ્યવહારોમા કરે છે તેથી નયો વિષેનુ જ્ઞાન, એ કોઇ કાલ્પત વિષય નથી શબ્દશાસ્ત્ર પ્રમાણશાસ્ત્ર અલકારશાસ્ત્ર, વિગેરે શાસ્ત્રોના વિષયો કરતા પણ નયોના શાસ્ત્રનો વિષય જુદોજ છે વક્તા કે જ્ઞાતાઓના અભિપ્રાયભેદોનુ પૃથક્કરણ અને એકીકરણનુ શાસ્ત્ર તે નયશાસ્ત્ર એમ સમજવુ

ગ્રથકાર-નયોના જ્ઞાનનુ જગતમા કયા સ્થાન છે? તે અને જીવનમાં તેનો શો ઉપયોગ છે? તે તેમજ તેનો વિષય શો છે? તે બધુ આ પહેલા અધ્યાયમા બતાવી ચૂકેલ છે

આજ સુધીના નય સબંધી વાચન મનન તથા સમજુતી ઉપરથી નય સબંધી જે કાઇ અનુભવ થયેલો, તે ટુકામા આ સૂત્રના ભાષ્યના **રહસ્ય પરિમન**મા સમજાવેલ છે આ ગહન વિષય સમજાવવો મુશ્કેલ છે તો પણ આ ઉપરથી અભ્યાસીઓને દિશા મળશે દિશા મળે માટે જ કેટલુક વિસ્તાર પૂર્વકના દૃષ્ટાતોથી સમજાવેલ છે છતા વિશેષ ચોક્કસ સમજવા આ વિષયના ગ્રથોનો પરિશ્રમપૂર્વક અભ્યાસ કરવો

## ૧લા અધ્યાયનો ઉપસંહાર

આ પ્રમાણે આ પહેલા અધ્યાયમા નીચે પ્રમાણે વિષયો અનુક્રમે સમજાવવામા આવેલા છે

મોક્ષમાર્ગ.—સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન સમ્યગ્ચારિત્ર

સમ્યગ્દર્શનના પ્રકરણમા સમ્યગ્દર્શનનુ લક્ષણ સમ્યગ્દર્શનના હેતુઓ

સમ્યગ્દર્શનના લક્ષણના સૂત્રમા વપરાયેલ **તત્ત્વાર્થશ્રદ્ધાન** શબ્દમા વપરાયેલ તત્ત્વાર્થમાના તત્ત્વો

એ તત્ત્વોનુ સૂત્ર ત્રીજુ કહ્યુ હોત તો–નિક્ષેપ સૂત્ર ચોથુ કરવુ પડત, અને **પ્રમાણનયૈરધિગમ** એ પાચમુ થાત, પછી **નિર્દેશાદિ૦** અને **સદ્-સખ્યા૦** સૂત્ર આવત એટલે–**તન્નિસર્ગા૦** સૂત્ર આઠમુ ચાલ્યુ જાત

ત્યારે અહીં **તત્ત્વાર્થ** શબ્દના વ્યાખ્યાન રૂપે તત્ત્વોનુ સૂત્ર ત્રીજુ ન મૂકતા–ચોથુ મુકવામા બે હેતુઓ સચવાય છે ૧ તો **તત્ત્વાર્થ** શબ્દમાના તત્ત્વ-શબ્દની વ્યાખ્યા થાય છે અને સમ્યગ્દર્શનના જે બે હેતુઓ નિસર્ગ અને અધિગમ તેમનુ વ્યાખ્યાન તો કરવુ પડે તેમા નિસર્ગનુ વ્યાખ્યાન ભાષ્યમા કરી દીધુ અને અધિગમનુ વ્યાખ્યાન **પ્રમાણનયૈ૦** એ સૂત્રથી શરૂ થાય છે પરતુ પ્રમાણ નયોથી શાનો અધિગમ કરવો ? એ પ્રશ્ન વખતે "તત્ત્વોનો અધિગમ કરવો" એમ કહેવા માટે તત્ત્વો જણાવવા પડે માટે ત્રીજા સૂત્રને બદલે ચોથા સૂત્રમા તત્ત્વો જણાવ્યા પછી જૈન શૈલિથી નૈગમનયની યે દૃષ્ટિથી એક તત્ત્વની જેટલી જેટલી બહોળી વ્યાખ્યા હોય, તે સમજાવવી જોઇએ તેના બીજ તરીકે નિક્ષેપ સૂત્ર મૂકેલ છે પછી અધિગમની શરૂઆત થાય છે, તે ઠેઠ ૮ મા સૂત્ર સુધી સામાન્ય રીતે, અને વિશેષ પ્રકારે અધ્યાય પૂરો થવા સુધી અને વિશેષ સૂક્ષ્મ પ્રકારે ગ્રથ પૂરો થવા સુધી—

આઠમા સૂત્રની પછીથી સમ્યગ્ અસમ્યગ્ નહીં,માત્ર સામાન્ય ચિતશક્તિ-રૂપ જ્ઞાનની શરૂઆત કરે છે જો કે પ્રસંગ સમ્યગ્જ્ઞાનના વર્ણનનો છે પરંતુ પ્રથમ સામાન્ય જ્ઞાનશક્તિ સમજાવ્યાવિના સમ્યગ્ અસમ્યગ્ શી રીતે સમજાવી શકાય? એટલે પ્રથમ ૯મા સૂત્રમા સામાન્ય ભેદો પૂર્વક જ્ઞાન સમજાવે છે લક્ષણ તો જ્ઞાન શબ્દની વ્યુત્પત્તિમા ધાત્વર્થમા સમાય છે એટલે–જ્ઞાનનુ લક્ષણ કરવાની જરૂર પડી નથી જ્ઞાનમા જ્ઞાનાકાર સમસ્ત ચૈતન્યનો સમાવેશ થઈ જાય છે જ્ઞાનના ભેદોના પણ લક્ષણો અને ભેદો વિગતવાર સમજાવીને, પછી ૩૨–૩૩ મા સૂત્રમા અસમ્યગ્ જ્ઞાન વિભાગ જુદો બતાવી તેની પૂર્વના સૂત્રો સમ્યગ્ જ્ઞાનના છે, એમ પારિશેષ્યાત્ વ્યવસ્થા કરી આપે છે

હવે, તત્ત્વનો અધિગમ પ્રમાણ અને નયોથી કરવાની ભલામણ કરેલી છે તત્ત્વોની વ્યાખ્યા અને વિસ્તાર સમજાવ્યા પછી જ પ્રમાણ અને નયોનો વિચાર કરી શકાય એટલે ઠેઠ દશમા અધ્યાયમા છેવટે એ વિચાર આવત.

પરંતુ, પ્રમાણ–નયનો વિચાર અહીં બે રીતે પ્રસંગ પ્રાપ્ત છે, એક તો–જૈન શાસ્ત્ર શૈલિઅનુસાર પ્રમાણ અને નયો પણ જ્ઞાન સ્વરૂપ જ છે,માટે જ્ઞાન સાથે તેનો વિચાર તદ્દન નિકટનો જ છે, વળી ભવિષ્યમા–બીજા અધ્યાયથી તત્ત્વોનો વિસ્તાર કરે છે તે એક પ્રકારનો અધિગમ છે,અધિગમ કરવાની પદ્ધતિ વિગતવાર જાણ્યાવિના આગળના અધ્યાયો શી રીતે વર્ણવી શકાય? માટે અધિગમના સાધન-રૂપ પ્રમાણ અને નયનો વિચાર અહીં પહેલા અધ્યાયમા જ કરવો ખાસ જરૂરનો ઠરે છે અને તેને જ્ઞાનના વિચાર સાથેજ ગુંથી દેવો ઠીક છે એટલે જ્ઞાનોની પ્રમાણો તરીકેની વ્યવસ્થા ગોઠવી આપ્યા પછી જ્ઞાનના વર્ણન સાથે જ પ્રમાણોનુ વર્ણન થઇ ગયેલુ જ ગણાય અને જ્ઞાનનો અજ્ઞાન વિભાગ બતાવ્યાથી અપ્રમાણનુ પણ વર્ણન થઇ ગયેલુ જ ગણાય એમ જ્ઞાનો સાથે પ્રમાણો વર્ણવીને પછી તરત જ નયોનુ વર્ણન શરૂ કરી અધિગમનુ પ્રકરણ પુરૂ કરી અધ્યાય પૂરો કર્યો. સારાંશ કે–હવે પછી અધિગમ કરાવનારા બાકીના નવેય અધ્યાયોના દરેક સૂત્રો પ્રમાણ અને નયો પૂર્વક જ ઉચ્ચારાયેલા છે, અને આ અધ્યાયમા આપેલા પ્રમાણો, નયો, તત્ત્વો, સમ્યગ્દર્શન વિગેરેનો અધિગમ પ્રમાણો અને નયો પૂર્વકનો જ સમજવાનો છે

અર્થાત્ પ્રમાણ પ્રકરણ, જ્ઞાન પ્રકરણ એકી સાથે શરૂ કરીને પ્રથમ જ્ઞાનોની અને પરોક્ષ–પ્રત્યક્ષ પ્રમાણ તરીકે વ્હેચણ કરી આપે છે

પછી–મતિજ્ઞાન પ્રકરણ, શ્રુતજ્ઞાન પ્રકરણ, અવધિજ્ઞાન પ્રકરણ, મનઃપર્યાય જ્ઞાન પ્રકરણ, તેમજ ગર્ભિત રીતે કેવલજ્ઞાન પ્રકરણ જ્ઞાનોમા વિશેષતાઓ, જ્ઞાનના વિષયો અને એક જીવનુ સ્વામિત્વ આપીને સમ્યગ્જ્ઞાન પ્રકરણ પુરૂ કરે છે કેમ કે-પછી તુરત જ અજ્ઞાન પ્રકરણ શરૂ કરે છે, એટલે અહીં સુધીનુ પ્રકરણ એ સમ્યગ્જ્ઞાન પ્રકરણ છે એમ કહીને સમ્યગ્જ્ઞાન પ્રકરણને અગે શરૂ થયેના જ્ઞાન પ્રકરણનો સમ્યગ્ અસમ્યગ્ વિભાગ પૂરો થાય છે પછી સમ્યગ્દર્શનના પેટા પ્રકરણ અધિગમના પ્રકરણને અગે નયનો વિચાર પ્રસગ પ્રાપ્ત થાય છે, અને મુખ્ય પ્રકરણને અગે સમ્યગ્ ચારિત્રનો પ્રસગ પ્રાપ્ત થાય છે, સમ્યગ્ ચારિત્રનુ પ્રકરણ સવર–નિર્જરા તત્ત્વના અધિગમમા વર્ણવવાનુ હોવાથી ત્યા આપવામા આવશે, એટલે પ્રમાણ પછી તરત જ નયોનો વિચાર પ્રસગ પ્રાપ્ત થઈ જાય છે અને એ એ રીતે નયમા પ્રમાણ અને જ્ઞાનનો વિચાર સાથે અશત જોડાયેલો રહેલો ગણવામા હરકત જણાતી નથી આમ કરીને પછીના અધ્યાયોમા તત્ત્વોનુ વિવેચન આપતાં પહેલા આ અધ્યાયમા જૈન શૈલિ પ્રમાણેની આખી અધિગમ પદ્ધતિ સમજાવી દીધી છે અધિગમ શબ્દ ત્રીજા જ સૂત્રમા મૂકેલો છે અને ત્યાથી તેનો વિષય શરૂ કર્યો છે માત્ર બેજ સૂત્રો અધિગમ વિનાના રહે છે પહેલુ ને બીજુ પહેલુ સૂત્ર તો આખા ગ્રથના ઉદ્દેશરૂપ સૂત્ર છે અને બીજુ સૂત્ર સમ્યગ્દર્શન પ્રકરણના ઉપક્રમરૂપે લક્ષણ સૂત્ર છે તેના એક ઉત્પાદક અગ તરીકે ત્રીજા સૂત્રમાં જ અધિગમ શબ્દ આવે છે આખા અધ્યાયનુ વિવેચન ગ્રન્થકારે અધિગમ શબ્દને આગળ કરીને કરેલ છે તેના ઉપર જ આખા પહેલા અધ્યાયની આખી રચના ગુથી કાઢી છે સક્ષેપમા પદાર્થ સમજાવવાની અદ્ભુત ખુબીનો આ આબેહુબ નમુનો છે હવે પછીના નવેય અધ્યાયોમા ક્રમસર તત્ત્વોનો વિચાર આવે છે, અને તે દરેકમાં પ્રમાણનયૈરધિગમ એ સૂત્રની અસર તો ચાલી જ જાય છે

**શ્રી તત્ત્વાર્થાધિગમસૂત્રના સ્વોપજ્ઞ ભાષ્યના પહેલા અધ્યાયનો**
**રહસ્ય-પરિમલ સપૂર્ણ**

ॐ अर्हम्

# શ્રી તત્ત્વાર્થ ભાષ્ય ઉપર

# રહસ્ય-પરિમલ

तत्त्वार्थे गभीर भाष्य स्वल्पा च मदीया मतिः ।
रहस्य-परिमलोऽयं कृतस्तु गौर्जरी-गिरा ॥ १ ॥
शोधयन्तु महात्मान स्खलित यच्च कुत्रचित् ।
त्रि-रत्न-प्रभु-दासेन रचितश्चाञ्जलिस्सताम् ॥ २ ॥

१ પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી ઉમાસ્વાતિ વાચકપ્રવરશ્રીએ રચેલા **શ્રી તત્ત્વાર્થાધિગમસૂત્ર** ઉપર સ્વયપોતે જ **ભાષ્ય** રચેલુ છે તેથી તે **સ્વોપજ્ઞ ભાષ્ય** કહેવાય છે

સૂત્ર એટલે સૂચક-સૂચ ા ા કરનાર

ભાષ્ય એટલે-સૂત્ર વડે જે વિષય સૂચવાયો હોય, તે સૂત્રથી સૂત્રકાર એકદર શુ કહેવા ઇચ્છે છે? સૂત્રકારનો આશય શો છે? અને કેટલુ કહેવા ઇચ્છે છે? સૂત્રથી શુ કહેવાનુ છે? શુ ભાષવાનુ છે? સૂત્રવડે જે વાચ્ય હોય, જે કથ્ય હોય, જે પ્રતિપાદ્ય હોય, જે ભાષ્ય હોય, તે સમજાવનાર વિવરણ-તે **ભાષ્ય** કહેવાય છે ભાષ્યમા-સૂત્રથી જેટલું કહેવા જેટલુ હોય, તેટલુ જ તેમા બતાવવામા આવે છે-વત્તુ કે ઓચ્છુ જરા પણ બતાવવામા આવતું નથી

અર્થાત્—સૂત્રનો અર્થ સ્પષ્ટ કરવો, અને તેની સાથે સબધ ધરાવતી હકીકત ટુકામા બતાવવી એટલુ ભાષ્યમા હોય છે

ટીકામા—પરસ્પર સબધ, ધરાવતી હકીકતોનો વિગતવાર ઉલ્લેખ હોય છે, પરતુ ભાષ્યમા માત્ર સૂચનાઓ હોય, પરતુ વિગતવાર ઉલ્લેખ હોતો નથી

## આ ભાષ્યની શૈલી

આ ભાષ્યની શૈલી ઘણીજ આશ્ચર્યકારક છે

૧ પૂજ્યપાદ વાચકશ્રીનો આશય-"જેમ બને તેમ ગ્રથને સક્ષેપમા રચવો, તેમા ઘણી ઘણી વાતો સમાવવી, છતા-જેમ બને તેમ બાળ જીવો સમજી શકે, તેવી ભાષા-તેવી વાક્ય રચના, તેવા પ્રસગો ઉપર જ બધ બેસતું લખાણ, સરળતા, સાદાઇ, વિશદતા-સ્પષ્ટીકરણ અને માપસર જોઇએ તેટલુ જ લખાણ રાખવુ' એવો જોવામા આવે છે

૨ સૂત્રમા આવતા જે વિષયો વિષે સૂત્રોથી જ સમજાવવાનુ હોય છે, તે સૂત્રોનું ભાષ્ય ઘણુ જ ટુકુ-માત્ર સૂત્રના અર્થ પુરતું જ હોય છે દાખલા તરીકે-जीवा-ऽजीवा० [१-४] એ સૂત્રનું ભાષ્ય ઘણુજ ટુકુ છે કેમકે-એ સૂત્રમા આવેલા દરેક પદાર્થો, ૨ જા અધ્યાયથી માડીને ગ્રથ સપૂર્ણ થાય, ત્યા સુધી સૂત્રબદ્ધ વર્ણવવામા આવેલા છે

૩ સૂત્રાનુક્રમની પરસ્પર સગતિઓ ઘણાજ ગભીર આશયોથી ભરેલી હોવા છતા તદ્દન સાદા, સરળ અને સ્પષ્ટ સમજાય તેવા પ્રશ્નો કરીને સબધ જોડી આગળ ગ્રથ ચનાવે છે

૪ પ્રશ્નોત્તરી પણ—નાના બાળકોના પ્રશ્નોનો નિર્ણય શાતિથી ગુરુમહારાજ સમજાવતા હોય, તેની વાત્સલ્યભરી શૈલીથી ઘણીજ મનોરમ લાગે છે એથી કઠણ અને દુર્ગમ શૈલીમા ગ્રન્થ રચવાની આચાર્યની અશક્તિ સમજવાની નથી

૫ પ્રસગે પ્રસગે—પદોની વ્યાખ્યા સૂચક વ્યુત્પત્તિઓ ૫ ાથી વિષેના જુદા જુદા મતાન્તરો ટુકી ચર્ચાઓ, સ્પષ્ટીકરણો, આગળપાછળના સબધોનું જોડાણ, વ્યુત્પત્તિગર્ભિત અર્થો અને નિયુક્તિગર્ભિત અર્થો, વ્યાખ્યાઓ, લક્ષણો, પણ બાુજ ચોક્કસ શબ્દોમા, અસદિગ્ધ શબ્દોમા, સરળ અને ટુકાણુમાજ આપે જાય છે

૬ જે વાત કે વિષયો, આગળ પાછળ સૂત્રોમા લગભગ સીધી યા આડકતરી રીતે આવેન જ હોય, અથવા આ શાસ્ત્ર સિવાયના બીજા શાસ્ત્રોરૂપી લોક માથી સમજી લેવાના હોય, તેવા વિષયો સ્પષ્ટીકરણ ખાતર ભાષ્યમા વિસ્તારથી વર્ણવે છે

૭ કોઇ કોઈ સ્થળે ભાષ્યનો અને સૂત્રનો મેળ કોઈ જુદીજ જાતનો હોય છે, કોઈ કોઈ સ્થળે, પ્રશ્નોના ઉત્તરમા જ સૂત્ર મૂકે છે કોઇ કોઈ સ્થળે ભાષ્યની પ્રશ્નોત્તરીમા વિષય સમજાવી હેતુ તરીકે સૂત્ર મૂકે છે [૧ ૩૩]

૮ અધ્યાયના મુખ્ય તથા પેટા પ્રકરણો, પણ ભાષ્યમા સૂચિત કરતા જાય છે

૯ જો કે પ્રશ્નોત્તરીમા માત્ર સ્થૂલ હેતુઓ મૂકયા હોય છે, તેના જ સૂક્ષ્મ હેતુઓ પણ ભાષ્યમા જ આગળ પાછળ પ્રસગ આવ્યે સૂચિત કર્યાં હોય છે

૧૦ ભાષ્યની શૈલી ઘણીજ વ્યવસ્થિત છે એકધારું લખાણ એકધારી ભાષા, એક સરખી ગભીરતા, પ્રશ્નોત્તરીવાળી એકધારી વિવેચન શૈલિ, પ્રૌઢતા, ઈતરદર્શનવાળાઓને પણ સમજાય, સચોટ લાગે, વ્યાપક અને ઉદારતા ભરી લાગે તેવી સર્વ સામાન્ય વિવેચનપદ્ધતિ, ચોક્કસ દલિલો, મજબૂત હેતુઓ, પારિભાષિક શબ્દોને ચોક્કસ અર્થોમા વાપરવાની ખુબી, વિષયોની સર્વગ્રાહ્યતા માટે કાળજી, સચોટ બધબેસતા દષ્ટાન્તો, લખાણમા અસાધારણ સયમ, છતા આખા વિશ્વની કોઈ પણ મુદ્દાની વાતનું તત્ત્વજ્ઞાનની દષ્ટિથી કરવુ જરૂરી વિવેચન કર્યા વિના છોડવાનુ જ નહિ, કોઇને કોઇ ઉચિત પ્રસગ આવે ત્યારે જ—બરાબર યોગ્ય સ્થળે જ—સૂત્રથી સીધી કે આડકતરી રીતે સૂચિત થતા સૂક્ષ્મ કે સ્થૂલ વિષયોના સ્પષ્ટીકરણની ફૂલગુથણી ભાષ્યમા આવે જ જાય છે

સારાશ કે—ભાષ્ય પણ જાણે—એક જુદોજ સૂત્રરૂપ ગ્રથ હોયની ' એવો ભાસ થાય છે એકદર રીતે આ ભાષ્ય અદ્ભુત રચનાશૈલિથી ભરેલો ગ્રથ છે

જેઓ એમ કહે છે—" આવુ સામાન્ય કોટિનું ભાષ્ય—વાચક પ્રવરશ્રી ઉમાસ્વાતિ મહારાજનું ન હોય,' તેઓને તેમ કહેવામા બીજુ કોઈ પોતાના

મતને લગતું કારણ હોવુ જોઇએ, અથવા-આ ભાષ્યની ગાંભીર્યતાને તેઓ સમજી શકેલા નથી

સબધકારિકાઓમા-અદ્દ્ભુત રીતે સબધની યોજનાઓ, પોતાની નમ્રતા, પ્રભુ મહાવીર પરમાત્મા તરફની ભક્તિ, શ્રુતભક્તિ, પરોપકારની ભાવના, વિગેરે જે શબ્દોમા તેઓશ્રીએ રજુ કરેલ છે, તે ખરેખર તેઓશ્રીના હૃદયનોજ પડઘો છે જે આપણા હૃદયોને પણ આબાદ સ્પર્શ કરે છે શ્રુતજ્ઞાનના સૂત્ર ઉપરના ભાષ્યમા કેવી ભાવભક્તિથી શબ્દો ઉચ્ચારી વિષય સમજાવ્યો છે ? તે-એવા નિરભિમાની મહાન્ પુરુષો વિના સભવિત નથી

ખરી રીતે તો ભાષ્યની સર્વતોમુખી વિવિધ શૈલિ વિષે યથાર્થ ખ્યાલ આપવો, એ સામાન્ય રીતે આપણા જેવા હાલના જીવોની શક્તિ બહારનું કામ છે તોપણ સામાન્ય રૂપરેખા બતાવવાથી ભાષ્યની ખુબી વિષે વાચકોને કઇંક ખ્યાલ આવશે, એવી આશા રાખવામા આવી છે

૨ આ કારિકાઓ ભાષ્યનો એક ભાગ છે, તો પણ મૂળ ગ્રથનો પણ સબધ સારી રીતે સમજાવે છે

૧ સમધો -મોક્ષ મેળવવા માટે આચાર્યશ્રી ઉમાસ્વાતિ વાચક મહારાજાએ પણ ગૃહસ્થ જીવનનો ત્યાગ કરી, પારમેશ્વરી જૈન પ્રવ્રજ્યા સ્વીકારી, જૈન પ્રવચનનો અભ્યાસ કર્યો, અનેક આચારોમય ચારિત્રનુ પાલન કર્યું, બીજા જીવો પણ મોક્ષ પ્રાપ્ત કરે તેવો ઉપદેશ આપવાથી પોતાનુ પણ કલ્યાણ છે એ કલ્યાણ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી તેમણે તત્ત્વાર્થાધિગમ સૂત્ર નામના ગ્રથની રચના કરી અર્થાત્ આ ગ્રથની રચના કરવાનું મુખ્ય પ્રયોજન-વાચકશ્રીએ પોતાને મોક્ષ મળે માટે જે અનેક સજોગો એકઠા કરેલ, તેમાનો-આ ગ્રથ રચવારૂપ નિર્જરા મય એક વધુ સજોગનો ઉમેરો કરવો-એ છે

૨ આ ગ્રથ જૈન પ્રવચનનો એક અલ્પ અશ છે, છતા-ટુકામા તેનુ સપૂર્ણ પ્રતિબિંબ છે અર્થાત્ જૈન પ્રવચન સાથે આ ગ્રથને સીધો સબધ છે

૩ જૈન પ્રવચન કેવા સર્વોત્કૃષ્ટ મહાપુરુષવડે ઉચ્ચારાયેલ છે ? તે સમજાવવાને પરમાત્મા મહાવીરદેવનુ સક્ષિપ્ત જીવનચરિત્ર આપે છે

પરમાત્મા મહાવીર સ્વામીની મહત્તા ઉપરથી તેણે પ્રરૂપેલા જૈન પ્રવચનની પણ મહત્તા સમજાય, માટે તેઓશ્રીનુ ચરિત્ર સક્ષિપ્તમા છતા અદ્દ્ભુત શબ્દ રચનાથી વર્ણવવામા આવ્યુ છે અને—

જૈન પ્રવચનની મહત્તા ઉપરથી તેના પ્રણેતા પરમાત્મા મહાવીર સ્વામીની પણ પરમ મહત્તા સમજાય, માટે—જૈનપ્રવચનની અદ્દ્ભુત રચનાશૈલિ અને પ્રભાવનુ સ્વરૂપ ઉદાત્ત શબ્દોથી વર્ણવવામા આવેલું છે તે બન્નેય ઉપરથી તત્ત્વાર્થાધિગમ સૂત્રના વિષયની મહત્તા ધ્યાનમા આવી શકે માટે એ બન્નેય વિષે સારા શબ્દોમા વર્ણન કરવામા આવેલુ છે

૪ પરમાત્મા મહાવીર પરમાત્માનુ ચરિત્ર જો કે ઉપરના કારણથી જેમ વર્ણવવામા આવ્યુ છે તેમજ સાથે સાથે શિષ્ટ પુરુષોના સપ્રદાયને અનુસરીને તેનો ઉપયોગ

ગ્રંથના મગળાચરણ તરીકે પણ કરવામા આવેલો છે એટલે ત્રિકરણ શુદ્ધિથી એ પરમાત્માને નમસ્કાર કરવામા આવેલો છે

૫ પરમાત્મા મહાવીર પ્રભુ જેવા મહાપુરુષો પાકી શકે કે કેમ? આ પ્રશ્નનો સર્વસામાન્ય જવાબ આપવા જગતમા વિદ્યમાન ત્રણેય કાળના માનવોની યોગ્યતા વિષેના કુદરતી ૭ પ્રકારો સમજાવી, આવી જાતના માણસો હોય, એ જગતનો કુદરતી ક્રમ છે, એમ દેખાવે છે અને તે ઉપરથી "કોઈને કોઈ ઉત્તમોત્તમ પુરુષો જગતમા થયા જ કરે, એ માત્ર કુદરતી જ ક્રમ છે અને તે ક્રમ અનુસાર પરમાત્મા મહાવીર પ્રભુ વિગેરે મહાપુરુષો સ્વાભાવિક રીતે જ પાકે છે" એમ સમજાવવા ૭ પુરુષોનુ સ્વરૂપ સમજાવેલ છે

૬ આવા ૭ પ્રકારના માનવો-જીવો હોય છે, તેમા મહાપુરુષો પાકે છે, તેમાના એક પરમાત્મા મહાવીર તથા તેના જેવા બીજા અનેક પુરુષો થયા છે જૈન પ્રવચન ઉત્તમ છે તેના એક સગ્રહરૂપ આ ગ્રથ પણ સારો છે, ગ્રથ કર્તાને મોક્ષની ઇચ્છા છે, માટે તેમણે આ ગ્રથ રચ્યો, તથા બીજા અનેક ધર્મ કૃત્યોમા તેમણે જીવન ગાળ્યુ છે, એ બધુ ખરૂ, પરતુ આ બધી વસ્તુઓ સાથે અમારે શ્રોતાઓને શો સબધ?

આ પ્રશ્નના જવાબમા તેઓશ્રી સમજાવે છે કે—

"મહાનુભાવો! જન્મ તો દરેક પ્રાણીઓ અનેક ધારણ કરે છે, પરતુ દરેકનો જન્મ-જીવવુ વખાણપાત્ર ગણાતું નથી વખાણપાત્ર તેનુ જ જીવવુ ગણાય છે, કે-જે પોતાનુ આખુ જીવન ત્રણ રત્નની આરાધનામા ગાળે છે, અને તે પ્રમાણે જીવન ગાળીને સકળ દુખોનો નાશ કરે છે

સકળ દુખોનો નાશ કરવો, એ જ આ જગતમા ખરેખરો પરમાર્થ છે અને જો તમને એ વાત ખરી લાગતી હોય, તો તમે પણ પરમાર્થ પ્રાપ્ત કરવા ખાસ પ્રયત્નો કરો

અને કદાચ-તમારાથી એ પરમાર્થ પ્રાપ્ત ન કરી શકાય, તો પણ એવા પ્રયત્નો તો અવશ્ય કરો કે જેથી કરીને પુણ્યાનુબધી પુણ્ય તમને પ્રાપ્ત થાય, અને ઉત્તરોત્તર પ્રયત્નો કરતા તમને છેવટે પરમાર્થ પ્રાપ્ત થાય, પરતુ પુણ્યાનુબધી પાપ, કે પાપાનુબધી પુણ્ય, કે પાપાનુબધી પાપના કામો તો ન જ કરશો કેમકે-તેથી કરીને તમારા જન્મો નિરર્થક જશે'

આ રીતે આ ગ્રથ સમજવા, ભણવા, વિચારવા, ભણીને તેને અનુસરીને જીવન વ્યવહાર બનાવવા શ્રોતા પ્રેરાય, માટે શ્રોતાને ઉદ્દેશીને આ ગ્રથ સાથે શો સબધ છે? તે સૂચવવા તો પ્રથમની બે કારિકાઓ મૂકી હોવાનુ સમજાય છે

આ ગ્રથ મહાપુરુષપ્રોક્ત મહાપ્રવચનની છાયારૂપ હોવાથી પ્રામાણિક છે ગ્રન્થ નાનો છતા પણ તમને સામાયિક પદની માફક ઉપકારક થઈ પડશે એ વિગેરે ગર્ભિત આશયો શ્રોતાઓની દૃષ્ટિથી પણ સમજાવેલા છે

આ ઉપરાત બીજા પણ ઘણા ગભીર આશયો આ કારિકાઓમા સમાયેલા જણાય છે

૩ કારિકા ૧-૨મા શ્રોતાઓને પરમાર્થ કે પુણ્યાનુબંધી પુણ્ય પ્રાપ્ત કરવાની જરૂર જણાવે છે, અને તેવી ઇચ્છાવાળા શ્રોતાઓને તેમ કરવા ખાસ ઉપદેશ આપે છે

૩ થી ૬ મા સામાન્ય પણ સમજશક્તિ ધરાવતા દરેકે દરેક માણસોને સમ્મત થઇ શકે તેવા, આબાળગોપાળ પરિચિત, વિશ્વનિયમ સિદ્ધ, અને સર્વત્ર પ્રસિદ્ધ એવા પ્રાણી જીવનના ૭ તારતમ્યો બતાવેલા છે

૭ થી ૧૦ મા અર્હત્ ભગવંતો જ ઉત્તમોત્તમ પુરુષો છે તેજ સર્વના પૂજ્યો છે તેઓની પૂજાથી મોક્ષ મળે છે તેઓનુ પૂજન ન્યાયસર જ છે કેમકે-તેઓ **તીર્થ** પ્રવર્તાવી મહા પરોપકાર કરે છે, વિગેરે સમજાવેલ છે

૧૧ થી ૧૬મા એવા એક અર્હત્ પરમાત્મા **મહાવીર પ્રભુનુ** જીવન ચરિત્ર વર્ણવવામા આવેલુ છે

૧૭ થી ૨૦ સુધીમા તેમના અદ્ભુત **પ્રવચન-તીર્થ** સ્થાપનનુ વર્ણન આવે છે

૨૧ મામા શ્લોકમા મંગલાચરણ આવે છે

૨૨ મામા તત્ત્વાર્થસૂત્રની રચના અને ભાષ્ય વિષેનો ગર્ભિત ઉલ્લેખ છે

૨૩ થી ૨૬ સુધીમા નાના ગ્રંથ સ્વરૂપે **તત્ત્વાર્થસૂત્ર** રચાયાનુ કારણ બતાવવામા આવેલ છે

૨૭ થી ૨૮ સુધીમા આ નાનો ગ્રંથ છતા ઉપકારક થશે, એમ શ્રોતાને આશા આપવામા આવે છે, આથી પણ પુણ્યાનુબંધી પુણ્ય કે પરમાર્થ પ્રાપ્ત કરવાનો માર્ગ મળી શકશે એમ સમજાવીને—

૨૯ થી ૩૦ સુધીમા પોતાના પ્રયત્નની સફળતા ગ્રંથકાર સિદ્ધ કરે છે અને

૩૧ મા શ્લોકમા—આ ગ્રન્થ રચવામા પોતાનો શો સ્વાર્થ છે? તે સ્પષ્ટ શબ્દોમા ગ્રંથકાર સમજાવે છે, અને બીજાઓને તેમ કરવા ઉપદેશ પણ આપે છે

૪ પ્રભુને પિતાનું મોટુ રાજ્ય હતુ ગ્રંથકારે **સ્ફીત** શબ્દ વાપરેલો છે સ્ફીત = એટલે મોટુ

કેટલાક કહે છે કે-" પ્રભુના પિતા **સિદ્ધાર્થ** રાજા એક સામાન્ય ઠાકોર હતા કેમકે-**ત્રિશલા** રાણીને કલ્પસૂત્ર વિગેરેમા દેવીને બદલે ક્ષત્રિયાણી તરીકે બોલાવેલા છે સામાન્ય રીતે પ્રાચીન સાહિત્યમા રાજાની રાણીને દેવી કહેવાનો રિવાજ છે "

ક્ષત્રિયાણી તરીકેનું સંબોધન બીજા વર્ણોની રાણીઓથી જુદા પાડવા માટે પણ સંભવિ શકે છે આજે બસો પાંચસો ગામના રાજાઓને પણ-મહારાજા કહેવામા આવે છે તો સંપૂર્ણ સ્વતંત્રતાના તે જમાનામા એક મોટા પ્રદેશના તે રાજા હતા જો કે-રાજગૃહ વિગેરે પ્રસિદ્ધ રાજ્યોની હારમા મૂકી શકાય તેવુ મોટુ રાજ્ય નહીં હોય, એમ માની લઇએ, તોપણ તદ્દન નાનુ સામાન્ય પણ નહી હોય, પરંતુ સારૂ સમૃદ્ધ રાજ્ય હશે તે આ **સ્ફીત** શબ્દ ઉપરથી સમજાશે

૫ જૈનમુનિવેષ પણ મોક્ષનું એક અંગ છે એમ નિઃશ્રેયસસાધક શ્રમણલિઙ્ગમ્ । આ શબ્દો જ કહી આપે છે

૬ પ્રભુએ સામાયિક કર્યું હતું અથવા સામાયિકમય પ્રભુનુ જીવન હતુ

૭ જૈન આગમોની એવી રચના શૈલિ છે કે-શ્રોતા કે વાચકને પ્રશમ સંવેગ નિર્વેદ અનુકમ્પા અને આસ્તિકય તરફ સાભળતા કે વાચતા જ આકર્ષે તેવી છે અને સસારમાથી નિસ્તાર કરવાને સપૂર્ણ સફળ નિવડે તેવી છે

૮ તીર્થ એટલે દ્વાદશાઙ્ગ રૂપ જૈન પ્રવચન, ચતુર્વિધ જૈન સઘ, એકદર સમગ્ર જૈન શાસન, ત્રણરત્ન વિગેરે પણ અર્થ થાય છે

૯ મોક્ષ માર્ગનુ પ્રવચન કરુ છુ આ શબ્દોથી ગ્રથકારનો ગ્રથ રચવાનો ઉદ્દેશ જો કે સ્પષ્ટ થાય છે પરતુ તે સ્થૂલ ઉદ્દેશ છે, એટલે કે-મુખ્યપણે સ્વપ્રયોજનને ઉદ્દેશીને એ શબ્દો છે

ગ્રન્થ રચવાનુ સ્વ અને પર માટે આખર પરિણામ ભલે મોક્ષરૂપ હોય, પરતુ ગ્રથનો મુખ્ય વિષય-મોક્ષના પ્રતિપાદનને બદલે તત્ત્વાર્થનુ પ્રતિપાદન છે તેમા મોક્ષ આવી જાય છે પરતુ ગ્રથનો મુખ્ય વિષયમોક્ષ નથી તત્ત્વાર્થના અધિગમથી છેવટે તો મોક્ષજ પ્રાપ્ત થ છે છતા ગ્રથનો મુખ્ય વિષય મોક્ષ નથી મોક્ષનો વિચાર પણ આ ગ્રથનો એક વિષય છે અને તેથી કરીને તેને આમા સ્થાન છે જગતમા જેટલા પ્રાપ્ત ય કર્તવ્યો છે, તેમા મોક્ષનું જે સ્થાન છે, તેજ સ્થાન આ તત્ત્વાર્થ વિષયક ગ્રથમા પણ વર્ણનનુ તે ભોગવે છે જેમ જગતમા તે ઉત્તમ કર્તવ્ય તરીકે-સર્વોપરિ કર્તવ્ય તરીકે પ્રસિદ્ધ છે, તેજ પ્રમાણે આ ગ્રથમા પણ તેનુ વર્ણન આગળ તરી આવે છે પરતુ તે તત્ત્વાર્થના એક અગ તરીકે જ

કેટલાક વિવેચનકારો આ ગ્રથના પ્રથમ સૂત્રનું કારીકામાના ગ્રથકારના આ શબ્દોને અનુસરીને એવુ અવતરણ કરે છે કે-"ચાર પુરુષાર્થમા પ્રધાન પુરુષાર્થ જે મોક્ષ પુરુષાર્થ, તેનો ઉપદેશ આપવામા આવે છે, વિગેરે "

પરતુ તે બરાબર નથી તે અમોએ ઉપર જણાવેલા કારણથી સમજાશે

આ ગ્રથ તથા એકદર તમામ જૈન શાસ્ત્રોના સ્થૂલ વક્તવ્યો જુદા હોય છે, અને સૂક્ષ્મ વક્તવ્યો જુદા હોય છે જો કે-તે પરસ્પર વિરુદ્ધ કે વિસવાદી નથી હોતા પરસ્પર મળતા જ હોય છે, તે પ્રમાણે અહી પણ ગ્રથકાર સ્વપ્રયોજનને ઉદ્દેશીને મોક્ષ પ્રાપ્તિના માર્ગના એક અગ તરીકે આ ગ્રથ રચે છે અને બીજા જીવોને તે મારફત મોક્ષનો ઉપદેશ મળે અથવા મોક્ષ મળવામા નિમિત્તભૂત થાય, એ ઉદ્દેશ સ્થૂલ છતા આ ગ્રથથી મુખ્યપણે સમગ્ર વિશ્વના તત્ત્વાર્થનુ જ્ઞાન કરાવવુ, એ સૂક્ષ્મ વિષય મુખ્ય છે

આગળ ઉપર સૂત્રોની સગતિઓ પણ સ્થૂલ હેતુઓનો ઉલ્લેખ કરીને કરેલી જોવામા આવશે પરતુ સૂક્ષ્મ રીતે તેમાથી બીજા ગભીર હેતુઓ પણ માલૂમ પડશે, તે પ્રસગે પ્રસગે બતાવીશુ

સૂક્ષ્મ દૃષ્ટિથી જોતા ગ્રથનો પ્રતિપાદ્ય વિષય તત્ત્વાર્થ છે

## અધ્યાય પહેલો

૧૦ અહી નીચે પ્રમાણેની ઘટના કેટલેક અશે બધબેસતી આવશે, તે વિચારો —

જૈન શાસનરૂપી વિશાળ સમુદ્રમા-સકલ વિશ્વનુ જેમા પ્રતિબિમ્બ પડે છે- એવુ દ્વાદશાઙ્ગી પ્રવચન રૂપ પાણી ભરેલુ છે તેમા જુદે જુદે વખતે કે એકી સાથે પ્રસિદ્ધિમા આવેલા મહાપ્રભાવક શ્રુતધર અને તપસ્વી મહાત્માઓ રૂપી કમળ વનખડોના ઝુડના ઝુડો ઉગી નિકળેલા જણાય છે

તેમાના અનેક કમળ દંડો ઉપર અનેક ગ્રથો રૂપી સુગધી પુષ્પો લ્હેરી રહ્યા છે, અને તે પુષ્પોનો સુગધી પરાગ સર્વત્ર-સર્વદા ફેલાઇ રહેલો છે

તેમાના એક કમળ દડ રૂપ **આચાર્યશ્રી ઉમાસ્વાતિ વાચક** પ્રવર શોભી રહ્યા છે, તેમાથી **" સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ ૧-૧ "** સ્વરૂપે પુષ્પનુ એક ડીંડુ ફૂટે છે

તે ડીંટામાથી-સમ્યગ્દર્શનનુ વર્ણન, સાત તત્ત્વો, ચાર નિક્ષેપાઓ, અને નિર્દેશાદિ અનુયોગ દ્વારો, પ્રમાણો, જ્ઞાનો, નયો વિગેરે રૂપી લીલીલીલી પાદડીઓ-મય **પ્રથમ અધ્યાય** ફૂટે છે અને પાંદડીઓના ઘેરાવામાથી બાકીના ૯ અધ્યાયરૂપી પુષ્પપાદડીઓના વલયો ફૂટી નીકળતા જોવામા આવે છે જાણે એ કમળ સમગ્ર સમુદ્રની શોભાનુ પ્રતિનિધિ હોય નહિ ? એવુ શોભે છે

વલયે વલયે સૂત્રોરૂપી પુષ્પપાદડીઓ વિચિત્ર ગુથણીથી ગોઠવાયેલી છે અને તત્ત્વોના એકીકરણરૂપ તત્ત્વાર્થના એક સુલભ અગની વિચારણામય **પચમ અધ્યાયરૂપી** કર્ણિકા મધ્યમા બિરાજે છે છેવટે મોક્ષ તત્ત્વના વર્ણનાત્મક અતિમ-**દશમ અધ્યાયરૂપી** ફળ તેના ગર્ભમા ઠેઠથી ઠેઠ બરાબર ગોઠવાયેલ છે

રગ, કાતિ, મનોહરતા, સુઆકૃતિ, સુગધ, પરમકોમળતા વિગેરે સ્વરૂપે **ભાષ્ય,** એ કમળ પુષ્પની શોભામા અનહદ વૃદ્ધિ કરી રહેલ છે

**રહસ્યપરિમલ** વિશ્વમા ચારેય તરફ ફેલાઈ દૂર દૂર સુધી પ્રસરે છે સારાશ કે-જગતમા એવો કોઇપણ પદાર્થ નથી કે-જે વિષે સીધુ યા આડકતરૂ **તત્ત્વાર્થાધિગમ સૂત્રમા** સૂચન ન હોય

આ રીતે આ પ્રથમ અધ્યાય, આખાગ્રથ રૂપી મહેલની પીઠીકા રૂપે છે, અને પ્રથમ સૂત્ર આખા ગ્રથના પાયા રૂપે છે

પ્રથમ અધ્યાયના મુખ્ય પ્રકરણો

૧ સૂત્ર ઉદ્દેશસૂત્ર

૨ થી ૮ સમ્યગ્દર્શન

૯ થી ૩૩ જ્ઞાન,-સમ્યગ્ જ્ઞાન-મિથ્યાજ્ઞાન, પ્રમાણો, અપ્રમાણો, જ્ઞાનના વિષયો, જ્ઞાનના ભેદોની વિશેષતાઓ વિગેરે,

૩૪-૩૫ મા નયો સ્વરૂપે જ્ઞાનવિચાર

૪ થી ૩૫ સુધી સમ્યક્ત્વ ઉત્પન્ન કરાવનાર અધિગમ કરવાના જ્ઞેય-જ્ઞાનરૂપ સાધનો

૨ જા સૂત્રમા સમ્યગ્દર્શનનુ લક્ષણ

૩ જા સૂત્રમા ઉત્પત્તિના કારણો

૪ ૫ મા-સમ્યગ્દર્શનના લક્ષણમા અતર્ગત મૂળ તત્ત્વો અને તેના નિક્ષિપ્ત સ્વરૂપો અર્થાત્ મૂળ અને ઔપચારિક તત્ત્વો બતાવેલા છે જેનો અધિગમ સમ્યગ્ દર્શનની ઉત્પત્તિનુ કારણ છે અને જે સમ્યગ્ દર્શન મોક્ષની પ્રાપ્તિનુ પ્રાથમિક દ્વાર છે અધિગમના પેટામા પ્રમાણ અને નયો આવે છે અધિગમ મૂળ અને નિક્ષિપ્ત તત્ત્વોનો પણ થાય છે અને અધિગમથી

સમ્યગ્દર્શન થાય છે આ રીતે અધિગમ શબ્દની વ્યાપકતા વિચારતા આ આખા અધ્યાયમા સમ્યગ્ દર્શનનુ જ વર્ણન છે, એમ કહીએ તો પણ ચાલે ગ્રથનું સામર્થ્ય અધિગમ કરાવવા પુરતું છે પછી કોઇને સમ્યક્ત્વ થાય કોઇને તથાભવ્યતા ન હોય તો સમ્યક્ત્વ ઉત્પન્ન ન પણ થાય એટલે જ ગ્રથનું નામ-તત્ત્વાર્થાધિગમ સૂત્ર બરાબર છે

૨ જા, ૩જા, ૪ થા, અધ્યાયમા મુખ્યપણે ચારગતિના જીવો

૫ મા, અધ્યાયમા અજીવ દ્રવ્ય અને જીવદ્રવ્ય એમ છ દ્રવ્યો

૬-૭ મામા- આસ્રવ તત્ત્વ તેમા છઠ્ઠામા આસ્રવનુ સ્વરૂપ છે, અને ૭ મા અધ્યાયમા તે હેય તરીકે હોવાથી તેનો ત્યાગ કેમ કરાય, તેની રીતો બતાવી છે

૮ મામા- બધ તત્ત્વ

૯ મામા- સવર અને નિર્જરાતત્ત્વ

૧૦ મામા મોક્ષ તત્ત્વ

આ પ્રમાણે ટૂકામા આ આખા ગ્રથના વિષયો છે

તેમા પહેલો અધ્યાય જૈનપ્રવચન શૈલિના સર્વ દિશાઓના મૂળસિદ્ધાંતો રજુ કરે છે, અને ગ્રથની ભૂમિકા રૂપે છે નયો, નિક્ષેપાઓ અનુયોગદ્વારો, પ્રમાણો વિગેરે વિલક્ષણ જૈન શૈલિનો આમા સમાવેશ થાય છે શબ્દ નયનાવર્ણન ઉપરથી-વાચક જગત્ અને સાત તત્ત્વોરૂપે વાચ્ય જગત્ પણ ટુકામા આ જ અધ્યાયમા સૂચવાયેલ છે એકદર આ અધ્યાય અનેક વિસ્તૃત વિષયોના સક્ષેપમા સગ્રહરૂપ છે

૧

૧૧ આ સૂત્રના ભાષ્યના મુખ્ય નીચે પ્રમાણે પેટા પ્રકારો છે

૧ સૂત્રનો સામાન્ય અર્થ

૨ વિશેષ અર્થ-આગળ ઉપર અધ્યાયો, સૂત્રો અને તેના ભાષ્યો દ્વારા સૂચવશે માટે આ ત્રણ તત્ત્વો વિસ્તારથી વર્ણવવા જેવા છતા, અહીં માત્ર તેનો સામાન્યજ અર્થ કરેલો છે

૩ આ સૂત્ર અહીં મૂકવાનો મહત્ત્વનો હેતુ

૪ મોક્ષ માર્ગ રૂપ એક સાધ્યને બદલે સૂત્રમા ત્રણ સાધનો આપવાનું કારણ સાધ્યને એકવચન અને સાધનને બહુવચનનો હેતુ

૫ સૂત્રમા-ત્રણેયનો આ રીતે અનુક્રમ આપવાનુ કારણ

૬ સમ્યગ્ શબ્દનો અર્થ દર્શન શબ્દમા ધાતુ અને પ્રત્યયનો અર્થ

૭ વિશેષણ અને વિશેષ્યનો સળગ અર્થ

૮ જ્ઞાન અને ચારિત્ર શબ્દના પ્રત્યયાર્થ અને તેના પણ સમ્યગ્ શબ્દના અર્થ વિષે ભલામણ

૧૨ આ જગતમા જુદા જુદા વિષયોના અનેક શાસ્ત્રો છે, જેમકે-શિલ્પ શાસ્ત્ર, ન્યાય શાસ્ત્ર વ્યાકરણ શાસ્ત્ર, છન્દ શાસ્ત્ર, વ્યાયામ શાસ્ત્ર, વૈદક શાસ્ત્ર, વિગેરે અનેક વિષયોના અસખ્યાતીત શાસ્ત્રો મળી શકે છે

તે દરેકમા પોત-પોતાનો વિષય સ્વતત્રપણે ખાસ ચર્ચેલો હોય છે તેમા બીજા

કોઇ વિષયો સાથે ખાસ સબંધ હોય, તેવા વિષયો તે તે શાસ્ત્રોમા માત્ર પ્રાસંગિક વિષય તરીકે ચર્ચ્યાં હોય છે તેથી એક એક વિષયના દરેક શાસ્ત્રો **વિજ્ઞાનશાસ્ત્રો** કહેવાય છે

જેમકે-ન્યાય શાસ્ત્રમા પ્રસંગે વ્યાકરણના વિષયની ચર્ચા હોય છે, પરતુ ન્યાય શાસ્ત્રનો મુખ્ય વિષય પ્રમાણવિજ્ઞાન છે તેજ રીતે વ્યાકરણમા પ્રસંગે શિલ્પના શબ્દોની સિદ્ધિ આવે, પરતુ તેનો મુખ્ય વિષય તો શબ્દ વિજ્ઞાન છે

આવા જુદા જુદા વિષયોના શાસ્ત્રોના પરસ્પર સમન્વયો અને સબંધો નક્કી કરી આપનાર શાસ્ત્ર, તે **તત્ત્વજ્ઞાન** શાસ્ત્ર કહેવાય છે

**તત્ત્વજ્ઞાન** શાસ્ત્ર આખા વિશ્વના નાના મોટા સકલ વિજ્ઞાનોનો પોતાનામા સમાવેશ કરે છે એકદર આખા વિશ્વની ત્રૈકાલિક, સ્થૂલ તથા સૂક્ષ્મ ઘટનાઓનું એકી સાથે તે પ્રતિબિંબ ખેચે છે **તત્ત્વજ્ઞાન** શાસ્ત્રમા સર્વ વિજ્ઞાન શાસ્ત્રો સમાવેશ પામે છે જૈન દર્શન એ તત્ત્વજ્ઞાન શાસ્ત્ર છે જગતમા અનેક ધર્મો, અનેક દર્શનો અને સશોધન કરનારી સંસ્થાઓના અનેક સશોધનો છે, તે સર્વ જુદા જુદા વિજ્ઞાનો છે

આજ સુધીમા આખા જગતમા હજુ કોઈ પણ તત્ત્વજ્ઞાન શાસ્ત્ર જોવામા આવ્યુ નથી તેમજ તેની સાંગોપાંગ નવી ઉત્પત્તિ હાલનો માનવ કરી શકશે કે કેમ? તે પણ સદિગ્ધ છે એટલુ જ નહિં પણ અસભવિત જ છે

**જૈનશાસ્ત્રો દ્વાદશાગી રૂપ છે**, અને એકદર સકલ વિશ્વનું પ્રતિબિંબ તેમા ઉતરેલું છે તેથી-માત્ર તે **તત્ત્વજ્ઞાન** શાસ્ત્ર છે સર્વદ્રવ્ય સર્વક્ષેત્ર સર્વકાળ અને સર્વભાવો નુ પ્રતિબિંબ તેમા છે માટે તે **તત્ત્વજ્ઞાન** શાસ્ત્ર છે

**આ તત્ત્વાર્થાધિગમ સૂત્ર**-એ દ્વાદશાગીનું નાનું પ્રતિબિંબ છે

દ્વાદશાગીની આખી રચના શૈલિ કોઈ જુદી જ જાતની શૈલિ છે, જેની ઉપમા જગતમાની બીજી કોઇ પણ ચીજની રચનાવિશેષને આપી શકાય તેમ છે જ નહીં

પરતુ, **તત્ત્વાર્થાધિગમ** સૂત્રની શૈલિ-બાળ જીવોને સ્વદર્શનીઓને અન્ય દર્શનીઓ વિદ્વાનોને મહાત્માઓને એમ સર્વને સાધ્ય થાય, તેવી સરળ, ચોક્કસ, છતા ગભીર છે કેમકે-તેની ઉપર સમગ્ર દ્વાદશાગીના ગાભીર્યનુ આછુ પ્રતિબિંબ પડેલુ છે

જેમ દ્વાદશાગી **તત્ત્વજ્ઞાનમય** છે, તેજ પ્રમાણે-આ **ગ્રન્થ** પણ **તત્ત્વજ્ઞાનમય** છે તેની સાબિતી એ છે કે-તેનુ નામ **તત્ત્વાર્થાધિગમ સૂત્ર** છે **તત્ત્વાર્થ** એ શબ્દ તો સ્પષ્ટ છે અને અધિગમ=એટલે જ્ઞાન અર્થાત્ તત્ત્વાર્થાધિગમ એટલે તત્ત્વજ્ઞાન, તેનું **સૂત્ર** એટલે "તત્ત્વજ્ઞાનનું સૂત્ર" એવો અર્થ થયો

**દ્વાદશાગી** સર્વાશે તો અત્યારે મળતી નથી એટલે તેના સબધમા આપણે વિચાર નહીં કરી શકીએ અથવા-તેનો વિચાર કરવો, અહીં પ્રસ્તુત પણ નથી

પરતુ, હિંમતપૂર્વક કહી શકવાને હરકત નથી કે-અત્યારે આખા વિશ્વમા તત્ત્વજ્ઞાનનો આ સિવાય બીજો કોઈ પણ ગ્રથ છેજ નહીં યોગશાસ્ત્રમા યોગવિદ્યા

છે બ્રહ્મસૂત્રમા બ્રહ્મસબધી વાત છે પરતુ તત્ત્વજ્ઞાનનો કોઈ પણ સ્વતત્ર ગ્રથ, બીજો છે જ નહી, તેમજ હોવો સભવિત પણ નથી

ગ્રથકાર આચાર્ય મહારાજે નામ પણ એવુ સર્વવ્યાપક રાખ્યુ છે કે-નામ સાભળતા "આ જૈન ગ્રથ છે" એવી શકા પણ ન થાય એટલે-"આમા તત્ત્વજ્ઞાન બતાવેલુ છે અને તે સર્વને ગ્રાહ્ય થાય તેવુ, ગ્રાહ્ય કરવા જેવુ, અને યથાર્થરૂપે છે" તેમ જગતના સર્વદર્શનના બુદ્ધિમાન માણસોએ સ્વીકારવુ જોઈએ અને સ્વીકારવુ જ પડે એવી ફરજ પાડી શકે તેવી વ્યવસ્થિત અને સચોટ આકર્ષણ શૈલિથી આ ગ્રથ રચવામા આવ્યો છે

આટલો સક્ષિપ્ત અને આટલો ગભીર, આટલા બહોળા ,ભાવ્યો [પદાર્થો] વાળો જગતની પીઠ ઉપર આજે એક પણ બીજો ગ્રથ નથી, આ દેશમા કે વિદેશમા

હવે, જ્યારે આ તત્ત્વજ્ઞાનનો ગ્રથ છે, ત્યારે તેમા-આખા વિશ્વના ત્રણેય કાળના સર્વ ભાવોનુ સર્વ બાજુઓનું પ્રતિબિબ એકી સાથે જ પાડવુ જોઈએ--અને પડવુ જોઈએ અમુક વાત પહેલી અને બીજી અમુક પછી, એમ ક્રમ કરી શકાય જ નહીં

સર્વ જીજ્ઞાસુ પ્રશ્નકારની જે જે વખતે જે જે જીજ્ઞાસા થાય, તેને સતોષવી જોઈએ અમુક કોઈ પણ એક વાત પ્રથમ કહેવી, અને બીજી પછી કહેવી, એ પણ ઠીક નથી કેમકે-કરોડો પ્રશ્નકારના કરોડો પ્રશ્નો હોય, તે દરેકને શી રીતે જવાબો દેવા ? કોઈ કહેશે કે "મોક્ષ શુ ?" ત્યારે કોઈ પૂછશે કે-"ઘર કેમ બાધવુ ?' કોઈ કહેશે કે-"મારે લખતા કેમ શીખવુ ? તત્ત્વજ્ઞાનીની સામે તો આવા કરોડો પ્રશ્નો આવે, અને સૌને જવાબ દેવો જોઈએ તેમા કોને પહેલા જવાબ દેવો અને કોને પછી દેવો ? એ પણ પ્રશ્ન ઉભો થાય આચાર્ય મહારાજથી પક્ષપાત તો થાય નહીં અને સૌને એકી સાથે જવાબ આપી શકાય નહીં કેમકે-વાચાશક્તિ ક્રમે જ પ્રવર્તિ શકે છે

સારાશ કે—તત્ત્વજ્ઞાન શાસ્ત્રનો વિષય ચારે તરફથી સરખા ગોળ દડા જેવો હોય છે જેમ દડાને છેડો નથી, તેમા આદિ કે અત નથી તેમ, તત્ત્વજ્ઞાન શાસ્ત્ર વિષે પણ સમજવાનું છે

જ્ઞાનીના હૃદયમા આખા વિશ્વનું એકી સાથે પ્રતિબિબ પડે છે, ત્યારે કઈ વાત પહેલી કહેવી ? અને કઈ પછી કહેવી ? તેની મુશ્કેલી ઉભી રહે જ છે પરતુ છુટા છુટા વિજ્ઞાન શાસ્ત્રમા એમ બનતુ નથી કેમકે-તેનો તો અમુક એક ઠરેલો વિષય હોય છે એટલે-તે વિષયના અનુક્રમ પ્રમાણે તેની ચર્ચા ક્રમસર કરી શકાય છે પરતુ તત્ત્વજ્ઞાન શાસ્ત્રમા અમુક એક બાબત નથી હોતી

તીર્થંકર નામ કર્મની નિર્જરા માટે તીર્થંકર ભગવતોએ તીર્થનો ઉપદેશ આપ્યો હોય છે તેજ પ્રમાણે પોતાના કર્મોની નિર્જરા માટે આચાર્ય મહારાજ પણ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યા વિના રહી શકતા નથી કેમકે-બાળ જીવો ઉપર ઉપકાર કરીને પણ સ્વપરને લાભ આપવાની ફરજ બજાવવાની સતત પ્રવૃત્તિ મહાત્મા પુરુષોનું સ્વાભાવિક જીવન છે

આ હેતુઓથી તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપવા પ્રવૃત્ત થયેલા પૂજ્ય આચાર્ય મહારાજે પણ કઈ વાત પહેલી કહેવી ? અને કઈ પછી કહેવી ? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે

કેમકે—વચનક્રમ તો ક્રમસર જ નીકળી શકે છે, આખા વિશ્વની લગભગ બધી વાત એકી સાથે કોઈથી પણ બોલી શકાતી નથી અનંતજ્ઞાની અને અનંતવીર્યના ધણી પરમાત્મા તીર્થંકર ભગવાન પણ એકી સાથે બોલી શકતા નથી, તો પછી ગમે તેવા સમર્થ છતાં આચાર્ય મહારાજનું તો ગજુ જ શું ? અર્થાત્ કોઈથી પણ એકી સાથે બોલી શકાય જ નહિ

જગતમાં અનંત ભાવો છે પરંતુ સર્વ શબ્દો તો માત્ર સર્વભાવોના અનંતમા ભાગને જ વ્યક્ત કરી શકે તેટલાજ છે સર્વ ભાવોને માટે પૂરતા શબ્દો જ નથી તેમાં પણ જેટલાને શબ્દો છે, તેનો અનંતમો ભાગ જ પરમાત્મા કેવળી ભગવંતો બોલી શકે છે અને તેઓ જેટલા બોલે છે, તેનો અનંતમો ભાગ દ્વાદશાંગીમાં ગણધર ભગવંતો ગુંથી શકે છે, પરમાત્મા કેવળી ભગવંતો જે કાંઈ બોલે છે, તે પણ અનુક્રમે બોલે છે, પણ સઘળા વાચ્ય પદાર્થને એક જ સમયમાં બોલી શકતા નથી

પરંતુ, એટલું સમજવું કે—જ્યારે અમુક પદાર્થો વચન ગોચર કરતા હોય છે, તેજ કાળે વચન ગોચર નહીં કરેલા પદાર્થો પણ તેજ સમયે ગૌણપણે વાચ્ય કરવાની ઈચ્છાના વિષયભૂત હોય છે

અર્થાત્, જે વખતે વચનગોચરીભૂત પદાર્થોનું નિરૂપણ કરતા હોય છે, તે પછી તરતજ વચન ગોચરીભૂત કરવાના પદાર્થો પણ ગૌણપણે કહેવાયા જ હોય છે, એટલું જ નહીં, પણ વચનને અગોચરી ભૂત પદાર્થો પણ તે વખતે ગૌણપણે સૂચવાતા હોય છે આ સૂક્ષ્મ હકીકત શાંતિથી વિચારવાથી સમજાશે

કારણ કે—જગત્ વાચ્ય, અવાચ્ય, વક્તવ્ય, અવક્તવ્ય એકી સાથે જ છે, દરેક દરેક સમયે છે તો વક્તવ્યતાનો ગોચર થયેલું જગત્ જ જો તે વખતે પ્રતિપાદન કરાતું હોય, તો પરમાત્માનું વચન અપ્રમાણભૂત થઈ જાય પરંતુ, તેમનું વચન પ્રમાણભૂત જ છે કારણ કે—વક્તવ્ય જગતને વચન ગોચર કરતી વખતે-અર્પણા કરતી વખતે અનર્પિતપણે-ગૌણપણે બીજા ભાવો પણ તેજ વખતે વક્તવ્ય સાથે જોડાયેલા હોય છે

સારાંશ કે—તેમનું વક્તવ્ય પણ સ્યાદ્-કથંચિત્ હોય છે અને અવક્તવ્ય પણ સ્યાદ્-કથંચિત્ હોય છે

આ દૃષ્ટિથી જોતાં—આ ગ્રંથમાં સૂત્રો ભલે અનુક્રમે છે પરંતુ આચાર્ય મહારાજના પ્રયત્નની ઈચ્છા એકી સાથે તમામ કહી નાંખવાની છે, પરંતુ તે શક્યજ નથી, એટલે-કહી શકતા નથી તો પણ આપણે એટલું સમજવાનું છે, કે-" ભલે આ ગ્રંથમાં અનુક્રમે સૂત્ર રચના છે, છતાં આચાર્ય મહારાજે કેમ જાણે આખો ગ્રંથ એકી સાથે જ ઉચ્ચારિત હોય ' એમ સમજવાનું છે

એટલે કે—આ ગ્રંથમાં-અમુક વિષય પહેલો, અમુક છેલ્લો, અમુક ગૌણ, અમુક મુખ્ય, એવું કંઈ ચોક્કસ ધોરણ કરી શકાતું નથી, અર્થાત્-અમુક સંજોગોમાં દરેક

દરેક મુખ્ય થઇ શકે, ત્યારે અમુક સંજોગોમાં તે તે બધા ગૌણ પણ થઇ જાય દાખલા જીવવાની ઇચ્છાવાળાને આયુષ્યનું વર્ણન મુખ્ય થાય, અને સુખ ભોગવવાની ઇચ્છા વાળાને ભોગનું વર્ણન મુખ્ય થઈ જાય ત્યાગીને સર્વસ્વના ત્યાગનું મુખ્ય થાય

અર્થાત્ તત્ત્વજ્ઞાનનો આ આખો ગ્રંથ ગોળમટોળ છે તેથી "અમુક વિષય પહેલો છે, અમુક છેલ્લો છે' એવી વ્યવસ્થા સમજવાની નથી પહેલાની સાથે છેલ્લો વિષય પણ કહેલો જ સમજવો અને છેલ્લાની સાથે પહેલો પણ કહેલો સમજવો મારુ કે-જગતની ઘટના એવી જ છે, તેમાં કોઇનો બીજો કાંઈ ઉપાય ચાલે તેમ પણ છેજ નહી તત્ત્વજ્ઞાનનો ગ્રંથ વર્ણવવા જતા ખુદ આચાર્ય મહારાજને પણ આ મુશ્કેલી નડી છે જેનો બીજો કોઇ ઉપાય ન હોવાથી એક વાત વખતે ગર્ભિત રીતે સર્વ વાત કહેલી સમજવાની છે માત્ર અમુક પ્રકારનો શબ્દોચ્ચાર ક્રમસર કરેલો છે

દાખલા તરીકે-મોક્ષમાર્ગનું વિધાન કરતી વખતે પહેલા મોક્ષનું સ્વરૂપ તો સમજાવવું જોઇએને? તે તો દશમા અધ્યાયમા બતાવ્યુ છે મોક્ષનું સ્વરૂપ જાણ્યા વિના તેના માર્ગનો ઉપદેશ નકામો છે તેજ પ્રમાણે માર્ગની વ્યાખ્યા પણ નક્કી કરવી જોઇએ કારણ કે-માર્ગમા તો ગાડા ઉંટ, ઘોડા ચાલી શકે પણ અહીં જે માર્ગ બતાવેલ છે, તેના ઉપર ગાડા, ઘોડા, ઉંટ ચાલી શકે તેમ નથી ત્યારે અહીં-માર્ગ એટલે શુ લેવુ? તે નક્કી કરવુ જોઇએ તેજ પ્રમાણે સમ્યગ્દર્શન જ્ઞાન ચરિત્ર શબ્દોચ્ચાર કરતી વખતે ત્રણેય પ્રકારના અસમ્યગ્ જગતમા હશે અને આચાર્ય મહારાજ ના ધ્યાનમા તે આવેલા હશે તોજ અહીં સમ્યગ્ શબ્દ જોડેલો પડેલો છે નહીંતર સમ્યગ્ શબ્દ નકામો ગણાય તો પહેલા સમ્યગ્ અસમ્યગ્ બન્નેય બતાવવા જોઈએ જો પહેલા મોક્ષનુ સ્વરૂપ બતાવવુ જોઈએ, તો અસમ્યગ્ દર્શનવડે પ્રાપ્ત થઈ શકે, તેવા સંસારનુ સ્વરૂપ પણ પહેલા બતાવવુ જોઇએ વળી મોક્ષ એટલે સર્વ કર્મનો ક્ષય તો કર્મ એટલે શુ? ક્ષય એટલે શુ? તે પણ પહેલા બતાવવુ જોઈએ આમ મોટો ગોટાળો ઉભો થયો શુ કરવુ? ગમે તેવો સમર્થ માણસ પણ ગુચવાઈ જાય, તેવી પરિસ્થિતિ ઉભી થઈ જાય છે

માટે, ભલે કેટલીક વાત પાછળ કહેશે, છતા તે સર્વ અહીં પણ કહેલી સમજવાની છે અને પાછળની સાથે અહીં કહેલી પણ તે કાળે કહેલી સમજવાની છે આ મોટી મુશ્કેલી-'એક વાતની વક્ત વતામા બીજી વાતોની પણ વક્ત વતા ગૌણપણે સમાયેલી જ છે' એમ ઠરાવવાથી જ ઉકેલ આવી શકે છે એટલા જ માટે-જગતને શાસ્ત્રોમા કથંચિત્ વક્તવ્ય-સ્યાદ્ વક્તવ્ય કહ્યુ છે જ્યારે વક્તવ્ય છે ત્યારે અવક્તવ્ય પણ છે ઈત્યાદિ

જ્યારે ગ્રંથનો આખો વિષય ગોળમટોળ છે, ત્યારે ગ્રંથ પણ ગોળમટોળ હોવો જોઇએ પરંતુ વચનક્રમ તો અનુક્રમે જ પ્રવર્તિ શકે છે, માટે કોઈ પણ સૂત્ર તો-પહેલુ બોલવુ જ પડે જે સર્વ બોલવુ તે એક જ બોલવાની ફરજ પડે છે, તો-પહેલા શુ બોલવુ? એ વિચારવાનુ રહે છે

એ દૃષ્ટિથી-ઉલટે-આ પહેલા સૂત્રનો પ્રથમ ઉચ્ચાર કરેલો છે અને આખી તમામ રચનાનો આધાર તેની ઉપર ગોઠવ્યો છે અર્થાત્-જેમ એકાદ મહેલ એક જ થાભલા ઉપર ખડો કરાય છે આખા મહેલના દરેક માળ, દરેક ઓરડા, દરેક બારી બારણા વિગેરેનો સબધ એક જ થાભલા સાથે હોય છે તેજ પ્રમાણે ક્રમસર વચન ગોચરીભૂત કરાતો છતા આ આખો ગ્રથ આ સૂત્રરૂપ મધ્યબિંદુ રૂપ થાભના ઉપર રચવામા આવ્યો છે

ગ્રથ રચનાની દૃષ્ટિથી આ સૂત્ર પાયારૂપ છે પરતુ વિષયની દૃષ્ટિથી ગમે તે કોઈ એક સૂત્રના ઉચ્ચાર સાથે પૂર્વે આવેલા સૂત્રો હોય, અને ભવિષ્યમા જે સૂત્રો આવવાના હોય, તે દરેકનો સબધ આની સાથે છે એ તો સમજી જ રાખવુ

સારાશ કે—આ ગ્રથમા લગભગ સાડાત્રણસો ઉપરાત સૂત્રો છે પરતુ ગમે તે એક સૂત્રના ઉચ્ચાર સાથે બીજા બધા સૂત્રો સકળાયેલા છે, એટલુ જ નહિ, પણ દરેક સૂત્રના શબ્દો સાથે દરેક સૂત્રના શબ્દો પણ સકળાયેલા છે એ રીતે વિચાર કરતા ગ્રથનો વિષય કેટલો બહોળો છે? તે આપોઆપ ધ્યાનમા આવશે

કોઇને શકા થશે કે-"આવી નિર્મૂળ કલ્પના કરવી, એ પ્રામાણિક રસ્તો નથી" તો તેના જવાબમા કહી શકાશે કે-"અમે જણાવેલી આ દૃષ્ટિથી આ ગ્રથનું સાગોપાગ અધ્યયન કરો નયોમય સ્યાત્કારયુક્ત શૈલિમા આમ જ સભવિત છે તેમા કાંઈ આશ્ચર્ય પામવા જેવુ નથી જેમ જેમ ગ્રન્થમા આગળ વધશો, તેમ તેમ અમારા ઉપરના કથનના ગર્ભિત અને સ્પષ્ટ પુરાવા સગનાબધ મળ્યે જ જશે

સૌથી પહેલુ પ્રમાણ તો એજ છે કે-આ સૂત્રના ભાષ્યમા પણ ખુદ પોતે જ લખે છે કે—

**शास्त्रानुपूर्वीविन्यासार्थमुद्देशमात्रमिदमुच्यते ।**

'આ સૂત્ર અહીં કહેવુ જ જોઇએ એમ અમે નક્કી તો કહી શકતા જ નથી પરતુ અમારે શાસ્ત્ર રચવુ છે અને તે તો ક્રમસરજ રચી શકાશે તો પછી આ સૂત્ર માત્ર આખા શાસ્ત્રનો ક્રમ ઠરાવના મુખ્ય અનુક્રમણિકારૂપ-ભૂમિકારૂપ, ઉપોદ્ઘાતરૂપ-પ્રસ્તાવનારૂપ-ઉદ્દેશરૂપ-સમજવાનુ છે આ સૂત્રના ઉચ્ચારથી આ ગ્રથનો અનુક્રમ ઠીક ગોઠવી શકાય તેમ છે, માટે આ સૂત્ર પહેલુ બોલીએ છીએ આ સૂત્ર પહેલુ મૂકવાનો મૂળ આશય આ છે" તે-**ઉદ્દેશ માત્ર** એ સ્પષ્ટ શબ્દથી ઉપર પ્રમાણે પોતે જ સૂચવ્યુ છે

**આનુ મુખ્ય નામ મોક્ષ શાસ્ત્ર ખરુ કે?**

"મોક્ષ એ જીવનનો અન્તિમ ઉદ્દેશ છે, પ્રધાન પુરુષાર્થ છે, ત્રણ રત્ન સારા છે, ધર્મરૂપ છે માટે તે પહેલા જ કહેવા માટે એ સૂત્ર પહેલા કહેવામા આવ્યુ છે એમ કેમ ન હોય?"

અમે એમ કહીએ છીએ કે-એ બધા ઉદ્દેશો છે ખરા, પણ તે બધા ગૌણ છે આ સૂત્રને પહેલુ મૂકવાથી શાસ્ત્રનો અનુક્રમ સારી રીતે ઠરાવી શકાય, માટે એ સૂત્ર પહેલુ ઉચ્ચાર્યું છે અને એજ હેતુ પોતે પોતાના શબ્દોમા સ્પષ્ટ રીતે પ્રગટ કરેલ છે નહીંતર-એ સિવાય બીજા ઉદ્દેશો જણાવત, આ સૂત્રને અહીં મૂક

વામા શાસ્ત્રાનુપૂર્વીની રચનાને ઉદ્દેશ તરીકે જણાવે છે જો કે—મોક્ષ શાસ્ત્રનો ઉપદેશ પણ તેઓનુ લક્ષ્ય તો છેજ છતા—આ ગ્રંથ વ્યાપક છે સર્વ દર્શનગ્રાહ્ય બનાવવાનો છે, એટલે પણ—સર્વ સામાન્ય ઉદ્દેશ મૂકવામા વધારે ચમત્કાર છે તથા તત્ત્વજ્ઞાનનો ગ્રંથ હોવાથી અમુક એકની મુખ્યતા કરી શકાય જ નહીં એ માટે કોઈ પણ અમુક એક વિષયને મુખ્ય બતાવવામા તટસ્થતા જાળવે, તેમાજ વિશેષ મહત્તા જણાય છે

મોક્ષ, મોક્ષમાર્ગ, ત્રણ રત્ન વિગેરે પણ તત્ત્વજ્ઞાનના એક જાતના અંગો છે તે તેના ખપી માટે જ માત્ર પ્રધાન વર્ણ્ય બને છે બીજા વિષયોના ખપી જીવોને ખાતર બીજા વિષયો પ્રધાનપણે વર્ણવવા જોઇએ માટે કોઇએક વિષયને પ્રાધાન્ય ન આપતા તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી સર્વ [ું] જે રીતે સામસામુ પ્રતિબિંબ પડતું હોય, તેમ બતાવી દે, માત્ર શ્રોતા કે જીજ્ઞાસુ પોતપોતાને ફાવે તેની ગાણુ કે મુખ્ય અર્પણા કરીને ગૌણુ મુખ્યપણે સમજી લે જગતમા એમ જ બને છે એમ બતાવવાનો પણ આચાર્ય મહારાજનો ઉદ્દેશ હોય જ કેમકે એ તત્ત્વ પણ તત્ત્વ જ્ઞાનના એક અંગ તરીકે તેમણે બતાવવુ જ જોઇએ તેથી પણ તેમણે તટસ્થપણે જ દરેક નિરુપણુ કરવુ જોઈએ

' ગ્રંથકાર મોક્ષના અભિલાષી છે, તો તે મોક્ષમાર્ગ માટે પ્રયાસ કરે માટે મોક્ષનું વર્ણન મુખ્ય છે, એ બરાબર છે ' એમ કોઈ કહેશે પરતુ તે પણ બરાબર નથી આ ગ્રંથ તત્ત્વજ્ઞાનનો છે ગ્રંથકારને તેની સાથે સબધ છે જગતમા મોક્ષ છે તો માર્ગ છે તેને પ્રાપ્ત કરનારા છે તેને પ્રાપ્ત કરાવનારા છે તેને માટે પ્રયત્ન કરનારા છે પોતે પણ તેમાના એક છે એ બધુ ગૌણપણે આમા સમાય છે જ કેમકે—જગતમા એ બધુ છે અને તે બધાનુ પ્રતિબિંબ આમા છે, એ બધુ ખરૂ છે પણ તે સઘળુ ગ્રંથરચનાના દૃષ્ટિમા ગૌણપણે છે અને વિષય દૃષ્ટિથી તે તે ઉદ્દેશ ધરાવનારા તે તે જીજ્ઞાસુની દૃષ્ટિથી મુખ્ય હોય તોપણ—આ સૂત્રોચ્ચાર મુખ્યપણે શાસ્ત્રાનુપૂર્વી રચવા માટે છે એ વાતને ગ્રંથ રચનારની દૃષ્ટિથી પણ ક્ષતિ પહોચતી નથી

માટે **દિગંબર** ભાઈઓ આ ગ્રંથને **મોક્ષશાસ્ત્ર** કહે છે, તો એક રીતે ગૌણપણે તેમ છે પણ મુખ્યપણે તેમ નથી માટે મુખ્યપણે ગ્રંથનુ મોક્ષશાસ્ત્ર નામ આપવા થી ગ્રંથના ગૌરવને ક્ષતિ પહોંચતી જણાય છે

આ સૂત્રના દરેક ટીકાકાર મહારાજાઓએ લખ્યુ છે કે—

" જેમ દ્વાદશાંગીના સાર રૂપ **કરેમિભંતે**૦—નામનું સામાયિક સૂત્ર છે તેજ પ્રમાણે આ સૂત્ર આખા તત્ત્વાર્થના સાર રૂપ છે' જેમ **કરેમિભંતે**૦ સૂત્રના અર્થનો વિસ્તાર, તેજ દ્વાદશાંગી, તેમજ આ સૂત્રના અર્થનો વિસ્તાર તેજ આ તત્ત્વાર્થાધિગમસૂત્ર સારાંશ કે—આ" સૂત્રનો શબ્દથી ઉચ્ચાર કરતી વખતે જ અર્થથી તો આખુ તત્ત્વાર્થ સૂત્ર તેમા સૂચવાયેલુ સમજવાનું છે અને જે જે સૂત્ર વાચો, ઉચ્ચારો, ત્યારે ત્યારે પણ આખુ તત્ત્વાર્થ સૂત્ર તેજ કાળે વચાયેલુ ઉચ્ચારાયેલુ સમજવા [ું] છે [ અને એ રીતે અર્થ વિચારી જોવાથી આ સૂત્રની અનહદ ખુબી સમજાશે ] માટે શાસ્ત્રાનુપૂર્વીવિન્યાસ એ હેતુ મુખ્ય છે

અને આ રીતે પણ-આ આચાર્ય મહારાજની આખા વિશ્વનું તત્ત્વજ્ઞાન ટુંકમાં સમજાવવાની શક્તિના પૂર્વાચાર્યોએ મુક્ત કંઠે જે વખાણ કર્યા છે, તેનું રહસ્ય હૃદયમાં આથી તાદૃશ થશે

૧૩ सम्यग् શબ્દ બે રીતે બને છે

૧ "सम्यग्" એવું અવ્યય છે અને તેનો અર્થ "સારૂં" થાય છે

૨ सम् ઉપસર્ગ, अञ्चु ધાતુને क्विप् પ્રત્યય થઈને—"सम्यग्" શબ્દ બને છે

अञ्चु ધાતુ પૂજા અને જવા અર્થમાં છે અહીં બન્નેય અર્થ લેવાના છે જો કે-અવ્યય તરીકેના અર્થમાં પૂજા અર્થ આવી જાય છે એટલે પછી सम्+अञ्च् પક્ષમાં ગતિ અર્થ બાકી રહે છે

આ ઉપરથી-સારા દર્શન-જ્ઞાન-ચારિત્ર એવો અર્થ કરવો

અથવા-પોતપોતાના વિષયો તરફ સારી રીતે આત્માના એ ત્રણેય ગુણોનું પ્રવર્તન એવો અર્થ કરવો એ અર્થથી ગતિ-જવું અર્થ પણ આવી શકે છે

અથવા-બન્નેયને સાથે લેવાથી પણ અર્થ ઠીક બેસે છે "સારૂં જવું કે જાણવું" પરંતુ "ખોટી રીતે જવું કે જાણવું નહીં"

બન્નેય અર્થ લાવવા એકલા અવ્યય તરીકે ન લેતા-ધાતુ ઉપરથી પણ શબ્દ બનાવવામાં આવેલ છે એકલા અવ્યય તરીકે કોઈ અર્થ લઈ લેત, તો અપૂર્ણતા રહેત અને એકલા ધાતુ તરીકે લેત તો અર્થ અસંગત થાત, પરંતુ અવ્યય તરીકેના શબ્દનો શો અર્થ કરવો ? એ પ્રશ્ન ઉભો રહેત માટે બન્ને રીતે થતા અર્થો સાંકળી લીધા છે

અવ્યયનો મુખ્ય અર્થ—સારૂં લેવો અને सम्+अञ्चतिનો મુખ્ય અર્થ ગતિ-પ્રાપ્તિ લેવો

૧૪ दृश् ધાતુને ભાવે પ્રયોગમાં अन પ્રત્યય લાગીને દર્શન શબ્દ બનેલ છે

૧૫ સમ્યગ્દર્શનની આ વ્યાખ્યા-સમ્યગ્ શબ્દના બન્નેય અર્થને ઉદ્દેશીને લખી છે પ્રાપ્તિ શબ્દ ગતિ અર્થ સૂચવે છે, અને અવ્યભિચારિણી શબ્દ "સાર" એ અર્થ સૂચવે છે

આ વ્યાખ્યાનો બાકીનો ભાગ-"સમ્યગ્દર્શન તે મતિજ્ઞાનના અંશરૂપ છે" એમ કહી સમ્યગ્દર્શનનું સ્વરૂપ બતાવે છે જે આગળ ઉપર વિશેષ સ્પષ્ટ થશે

૧૬ પ્રથમ-પૂજા અર્થને ઉદ્દેશીને વિશેષણ-વિશેષ્ય ભાવ જોડે છે, અને પછી-ચા કહીને પૂજા અને ગતિ બન્નેય અર્થને ઉદ્દેશીને સબંધ જોડે છે

૧૭ જ્ઞાન અને ચારિત્રના-સમ્યગ્ શબ્દની વ્યાખ્યા પણ એ પ્રમાણે સમજવાની છે તથા ज्ञा+ધાતુથી ભાવે પ્રયોગમાં अन પ્રત્યય લાગેલો છે, અને चर् ધાતુથી પણ પ્રત્યય ભાવપ્રયોગમાં જ થયેલો છે સારાંશ કે-દર્શન જ્ઞાન અને ચારિત્ર એ ત્રણે શબ્દોમાં પ્રત્યયો ભાવે પ્રયોગમાં દર્શન શબ્દ પ્રમાણે જ થયેલા છે



૧૮ તત્ત્વે કરીને તત્ત્વરૂપ અર્થોનું શ્રદ્ધાન એવો અર્થ કરવાથી સમ્યગ્દર્શન શબ્દનો અર્થ બરાબર સંપૂર્ણ થાય છે

૧ તત્ત્વે કરીને એટલે હૃદયના ભાવપૂર્વક અર્થાત્ તથાવિધ આત્મપરિણતિ પૂર્વક

૨ તત્ત્વરૂપ અર્થો એટલે સદ્ભૂત અર્થો તેનુ શ્રદ્ધાન

અસદ્ભૂત અર્થોનું શ્રદ્ધાન સમ્યગ્દર્શન નથી, તેમજ–સદ્ભૂત અર્થોનું તથાવિધ આત્મપરિણિતિ વિના શ્રદ્ધાન, તે પણ સમ્યગ્દર્શન નથી

માટે-અહીં તત્ત્વ શબ્દો બે લેવા તત્ત્વે કરીને તત્ત્વ અર્થોનું શ્રદ્ધાન તેમાથી એક તત્ત્વ શબ્દનો લોપ કરી નાખવાથી તત્ત્વ-તત્ત્વાર્થ-શ્રદ્ધાનને બદલે તત્ત્વાર્થ-શ્રદ્ધાન એ શબ્દ બાકી રહેશે

આ વાત ભાષ્યમા બતાવી છે

અહીં નીચે પ્રશમાદિ લક્ષણ સમ્યગ્દર્શનનું બતાવેલ છે તે પણ ઉપરના આત્મપરિણતિરૂપ આશયવાળા અર્થથી સગત થાય છે

તત્ત્વે કરીને—એ અર્થ સાથે પ્રશમ, સવેગ, નિર્વેદ, અનુકમ્પા શબ્દો સબધ ધરાવે છે અને તત્ત્વભૂત અર્થો-એ અર્થ સાથે આસ્તિક્ય શબ્દ સબધ ધરાવે છે

૧૯ તેઓનું શ્રદ્ધન અથવા તેઓમા શ્રદ્ધાન આ બે વ્યાખ્યામા પણ નીચે પ્રકારે ભેદ છે

એ બેમા-પ્રતિબિમ્બ-પ્રતિબિમ્બ્ય ભાવ જણાય છે

સાત પદાર્થો ઉપર શ્રદ્ધારૂપ આત્મપરિણતિની વ્યાપ્તિ, તે તત્ત્વાર્થશ્રદ્ધાન

અથવા

તત્ત્વરૂપ સાત પદાર્થોનું શ્રદ્ધારૂપ આત્મપરિણતિમા પ્રતિબિમ્બ, તે પણ તત્ત્વાર્થ-શ્રદ્ધાન અર્થાત્ શ્રદ્ધા અને શ્રદ્ધેયની ગૌણ મુખ્ય ભાવે પરસ્પર એકતા-એક રસતા, તે તત્ત્વાર્થ શ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન, એમ સમજાય છે

પ્રશમાદિરૂપ લક્ષણ અને તત્ત્વાર્થ શ્રદ્ધાનરૂપ લક્ષણ પરસ્પર વિરુદ્ધ નથી, પણ પરસ્પર સંગત છે એ સમજાવવા અહીં એ લક્ષણ પણ બતાવેલ છે, તે પરસ્પર વિરોધની ભ્રાંતિ ઉડાડવા માટે છે

આ બે લક્ષણો જુદા જુદા આપવાનો પણ હેતુ છે —

જૈન શાસ્ત્રની એક વિચિત્ર ખુબી અહીં સમજી લેવા જેવી છે કે–

કોઈપણ એક પદાર્થ સમજાવતી વખતે સ્યાદ્વાદ દૃષ્ટિ ધ્યાનમા રાખીને-પ્રથમ તો પદાર્થના પદની અનેક પ્રકારે વ્યુત્પત્તિઓ કરે છે અનેક પ્રકારે નિર્યુક્તિઓ કરે છે અનેક પ્રકારે લક્ષણો આપે છે તેમાના કેટલાક લક્ષણ સ્વદર્શનની દૃષ્ટિથી હોય છે

કેટલાક નિશ્ચયનયની દૃષ્ટિથી હોય છે કેટલાક વ્યવહારનયની દૃષ્ટિથી હોય છે

કેટલાક–અર્થપ્રધાનનયની દૃષ્ટિથી, કેટલાક શબ્દપ્રધાનનયની દૃષ્ટિથી હોય છે

કેટલાક દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિથી, કેટલાક પર્યાયાર્થિકનયની દૃષ્ટિથી હોય છે

૩ જો કે પર્યાય શબ્દોને સમાન અર્થવાળા તરીકે અહીં ગણાવેલા હોય છે, છતા તેમા વ્યુત્પત્તિ ભેદે, પરિભાષા ભેદે, નિરુક્ત ભેદે, સબધ ભેદે, પ્રસગ ભેદ–અર્થ ભેદ હોય છે અને તે પોતાની મેળે નયો, નિક્ષેપા, પ્રમાણ, તથા અનુયોગ દ્વારોની મદદથી સમજી શકાય તેમ હોય છે છતા પર્યાય શબ્દો મુખ્યપણે મુખ્ય શબ્દ સાથે સબધ ધરાવતા હોવાથી, કેવળ પર્યાય શબ્દ તરીકે પણ તેની ગણના વ્યાજબી હોય છે

૪ લોકમા અને શાસ્ત્રોમા એક જ વસ્તુ જુદા જુદા શબ્દો, વાક્યો, અને વ્યાખ્યાઓથી ચર્ચેલા હોય છે તે દરેક પણ આ ગ્રથમા સમાવેશ પામે છે, આ ગ્રથથી બહાર તે પણ રહી શકેલ નથી "ભલે શબ્દાદિ ભેદ હોય, તો પણ વસ્તુ એકજ છે ' એમ કહેવાથી તેનો પણ સગ્રહ થઇ જાય એટલે શાસ્ત્ર ગ્રથ ટુકો છતા તેનો વિષય વ્યાપક છે સાક્ષાત્ શબ્દોથી ન વર્ણવાયેલી વસ્તુઓનો–પણ આ રીતે સગ્રહ થઈ જાય છે

"અમુક વાત આ શાસ્ત્રમા નથી" એમ કહેવાનો પ્રસગ જ ન આવે, કેમકે–ગમે તે વ્યાખ્યા, શબ્દ, કે વાકયથી વર્ણવાતી વસ્તુ આ ગ્રથમા વર્ણવેલી વસ્તુ સાથે સબધ ધરાવતી હોય, એટલે તેનુ વર્ણન આવી જ ગયુ ગણાય છે

દાખલા તરીકે–" મને તારી ચિંતા થાય છે," "તારી મતિ મુઝાઈ ગઈ છે" "તારી સ્મૃતિ સારી છે" વિગેરેમા–ચિંતા–મતિ–સ્મૃતિ વિગેરે લોક-વ્યવહારમા જુદા જુદા શબ્દો વપરાય છે તે દરેક મતિજ્ઞાનમા સમાવેશ પામે છે પછી એવા જ્ઞાન અર્થના ગમે તેટલા શબ્દો હોય, તે દરેકનો મતિજ્ઞાનમા સમાવેશ પામે છે

**ચિંતા** એટલે માનસિક દુખ, **મતિ** બુદ્ધિ, **સ્મૃતિ** એટલે યાદદાસ્ત વિગેરે અર્થમા વપરાવેલા શબ્દો જુદા છતા મતિજ્ઞાન રૂપજ છે [૧ ૧૩]

૨૩. આ ગ્રથની શૈલિ એવી છે કે —

ભાષ્યમા આવેલી કોઈ પણ વાત બનતા સુધી સૂત્રમા હોય જ છે તે હવે પછીના અકોના કેટલાક ટીપ્પણોથી સમજાશે **નિસર્ગ સમ્યગ્દર્શનનુ** ભાષ્ય કઇક વિસ્તૃત છે, કેમકે–તેના વર્ણન માટે સ્વતત્રસૂત્રો નથી તો પણ અનેક સૂત્રોના સમૂહમાથી **નિસર્ગ**નુ વર્ણન કેવી રીતે મળી શકે તેમ છે? તેનો એક આ ભાષ્યનો વિચિત્ર નમુનો છે તેમા વપરાયેના દરેક પદાર્થો કયા કયા સૂત્રમા આવેલા છે? તેના અધ્યાય અને સૂત્રોના આક બતાવવામા આવેન છે

એ રીતે—

૨–૧ તથા ૫–૨ મા **જીન** શબ્દ છે

૨૪ ૨–૪ વિગેરેમા **જ્ઞાન** શબ્દ છે

૨૫ ૨–૪ વિગેરેમા **દર્શન** શબ્દ છે

૨૬ ૨–૮ ૫–૪૪ વિગેરેમા **ઉપયોગ** શબ્દ છે

૨૭ ૨–૮ મા **લક્ષણ** શબ્દ છે લક્ષણની વ્યાખ્યા લોકપ્રસિદ્ધ છે

૨૮ ૨-૪૧ મા અનાદિ શબ્દ છે
૨૯ ૫-૩૮ કાળ શબ્દ છે
૩૦ ૯-૭ મા સસાર શબ્દ છે વ્યાખ્યા લોકપ્રસિદ્ધ છે
૩૧ ૮-૨ કર્મ શબ્દ છે
૩૨ ૮-૩ બધ શબ્દ છે
૩૩ ૮-૨૪ ૯-૩ મા નિર્જરા શબ્દ છે
૩૪ ૮-૨૬ મા પુણ્ય શબ્દ છે
૩૫ ૬-૪ મા પાપ શબ્દ છે
૩૬ ૮-૨૨-૨૩ મા કર્મના ફળ-વિપાક શબ્દ આવે છે
૩૭-૩૮ } ૬-૧૬-૧૭-૧૮-૨૦ મા નારક, તિર્યગ્ યોન, માનુષ, દેવશબ્દો,
૩૯-૪૦ } આવે છે
૪૧ ૧-૨૨ મા ભવ શબ્દ છે
૪૨ ૨-૧ ૨-૪ ૨-૫ ૨-૮ વિગેરેમા જીવના સ્વતત્ત્વ, જ્ઞાન, દર્શન, ઉપયોગ વિગેરે શબ્દો છે
૪૩ ૫-૪૧ મા પરિણામ શબ્દ છે
૪૪ ૮-૧ મિથ્યાદર્શન શબ્દ છે મિથ્યાદર્શન વાળો જીવ, તે મિથ્યાદષ્ટિ
૪૫ ૧-૧ ૧-૨ મા સમ્યગ્દર્શન શબ્દ છે
૪૬ ૧-૩ મા નિસર્ગ શબ્દ છે
૪૭ ૧-૩ ૧-૬ મા અધિગમ શબ્દ આવે છે

૪

૪૮ ખરી રીતે હવે પછીનો આખો ગ્રથ અને ખાસ કરીને બીજા અધ્યાયથી આખો ગ્રથ ઉપર જણાવેલા ૭ તત્ત્વોના સાક્ષાત્ સૂત્રોથી વર્ણનરૂપ છે
૨-૩-૪-૫ મા જીવ તત્ત્વનો સ્વતત્ર વિચાર છે
૫ મામા જીવ તથા અજીવ તત્ત્વનો વિચાર છે
૬-૭ મામા આસ્રવ તત્ત્વ છે
૮ મામા બધ તત્ત્વ છે
૯ મામા સવર અને નિર્જરા તત્ત્વ છે
૧૦ મામા મોક્ષ તત્ત્વ છે
માટે આ સૂત્રનું ભાષ્ય તદ્દન ટુકું છે

આ સૂત્રમા પદાર્થોને બહુવચન લગાડેલ છે, પરતુ, વિધેયકોટિમા આવતા તત્ત્વ શબ્દને એકવચન લગાડેલ છે તેનું કારણ એ છે કે-સાત પદાર્થોના યથાર્થ અધિગમથી જે બોધ થાય છે, જે એક જાતની સમ્યગ્દર્શનરૂપ આત્મપરિણતિ થાય છે, તે મોક્ષનું એક સાધન છે તે એક હોવાથી, એક વચન મૂકવામા આવેલું છે આ સાતનો અધિગમ આવી આત્મપરિણતિ ઉત્પન્ન કરી શકે છે, માટે તેને તત્ત્વ કહેવામા આવેલ

છે જૈન શાસ્ત્રોમા વિશ્વના પદાર્થોનું નિરુપણુ અનેક શૈલિથી કરવામા આવેન છે, પરતુ તેમા આને તત્ત્વ એવુ નામ લાગુ પાડેન નથી પરતુ આ સાત ( કે નવ ) તત્ત્વ રૂપે પાડેલા વિભાગમા જ તત્ત્વ શબ્દ લાગુ કરવામા આવેન છે કેમકે-જ્ઞેય, હેય, ઉપાદેય, અને ફળ બુદ્ધિ આ વ્યવસ્થાથી ઉત્પન્ન થાય છે, પહેલા ૨ જ્ઞેય, ૨ હેય, ૨ ઉપાદેય, અને છેલ્લું મોક્ષ પ્રાપ્તવ્ય ફળ રૂપે છે-જીવનના ઉદ્દેશ રૂપે છે

૫

૪૯ કોઈ પણ પદાર્થનું એટલે-કોઈ પણ મૂળ દ્રવ્ય કે પેટા દ્રવ્યનું-"જીવ' એવુ નામ પાડવામા આવ્યુ હોય, તે **નામજીવ.**

૫૦ જીવ તરીકે સ્થપાયેલ કોઈ પણ પદાર્થ, તે **સ્થાપના જીવ**

ન તો એકની સ્થાપના સ્થાપના જીવ, ન તો એકલો પદાર્થ સ્થાપના જીવ પરતુ જીવ તરીકે સ્થાપિત પદાર્થ, તે સ્થાપના જીવ છે

જીવની સ્થાપનાની કલ્પના-સ્થાપનાના સસ્કાર યુક્ત પદાર્થ, તે સ્થાપના જીવ

૫૧ અણુઓ અને સ્કધો રૂપે પુદ્ગલો હોય છે અને અણુઓના એકઠા થવાથી સ્કધો બને છે, તથા સ્કધોના તુટવાથી નાના સ્કન્ધો અને છેવટે અણુઓ પણ બને છે

એટલે-સ્કન્ધોરૂપ પુદ્ગલો જે અણુઓમાથી ઉત્પન્ન થાય, તે-સ્કન્ધરૂપ પુદ્ગલનુ દ્રવ્ય પુદ્ગલદ્રવ્ય એજ પ્રમાણે-જે સ્કન્ધોમાથી નાના સ્કન્ધો રૂપ પુદ્ગલ દ્રવ્ય બને, અથવા છેવટે અણુરૂપ પુદ્ગલ દ્રવ્ય બને, તેનું પ્રથમના સ્કન્ધ પુદ્ગલો, દ્રવ્ય નિક્ષેપે પુદ્ગલ દ્રવ્ય ગણાય

અર્થાત્ અણુઓનું દ્રવ્યદ્રવ્ય સ્કન્ધો બને છે અને સ્કન્ધોનું દ્રવ્યદ્રવ્ય અણુઓ બને છે

એક લાકડાના ઝિબરૂપી દ્રવ્યમાથી ભેદ કરવાથી પાટીયા કે કમાડરૂપી ૧૦ બીજા દ્રવ્યો ઉત્પન્ન થાય છે

જેમ માટીના કણીયા એકઠા કરવાથી ઇંટ બને છે, તેમ અણુઓના સઘાતથી સ્કન્ધો બને છે માટે એ બન્ને ય પરસ્પરના દ્રવ્યદ્રવ્યો છે

૫૨ આ દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિથી કહેવામા આવેન છે

૫૩ દ્રવ્ય એટલે ભવ્ય-જે ત્રણેય કાળમા ભવનક્રિયાધર્મ, અથવા-પ્રાપ્ત થવાની ક્રિયા કરે તે દ્રવ્ય ભાવનિક્ષેપે દ્રવ્ય કહેવાય

પ્રાપ્તિ અર્થ પર્યાયાર્થિક નયની અપેક્ષાએ છે

દ્રવ્ય નિત્ય છતા દરેક સમયે સ્વપર્યાયોને પ્રાપ્ત થાય છે એમ-સ્વપર્યાયોને પામવુ એ દ્રવ્યોનુ ભાવ સ્વરૂપ છે

૫૪ આગમ-એટલે દ્વાદશાગી રૂપ જૈન પ્રવચન સમજવુ

આગમોમા—ચૌ૰ પૂર્વો સસ્કૃતમા હતા તેમા દરેક-શિલ્પ, ન્યાય, વ્યાકરણ, વિગેરે શાસ્ત્રો હતા અને તે દરેક શાસ્ત્રોરૂપ પ્રકરણોને પ્રાભૃત કહેના છે

બારમા અગના પાચ વિભાગ હોય છે પ્રથમાનુયોગ, પરિકર્મ, સૂત્ર, પૂર્વો અને ચૂલિકા

પૂર્વોના મુખ્ય પ્રકરણો-વસ્તુઓ વસ્તુઓના મુખ્ય પ્રકરણો-પ્રાભૃતપ્રાભૃત પ્રાભૃતપ્રાભૃતોના મુખ્ય પ્રકરણો-પ્રાભૃતો એમ પ્રાભૃતોમા પણ ઉદ્દેશો, અધ્યયનો, વિગેરે હોય છે

શિલ્પ, ન્યાય, વ્યાકરણ, જ્યોતિર્ વિગેરે શાસ્ત્રો પૂર્વોમા સાગોપાગ આપેલા હોય છે, જે પૂર્વોની અન્દરના મુખ્ય વિષયના પેટાવિષયો તરીકે ગોઠવાયેલા હોય છે તે દરેકને પ્રાભૃત નામ આપવામા આવેલુ હોય છે, એવા કેટલાયે શાસ્ત્રોના પ્રાભૃતોના પ્રાભૃતપ્રાભૃતો બને છે એમ વસ્તુઓ અને પૂર્વો બને છે

સારાશ કે—પૂર્વોગત વ્યાકરણના પ્રાભૃતમા આ પ્રમાણે કહેલુ છે, એમ સમજવુ

૫ પ્રાભૃતજ્ઞ એટલે અહીં "વ્યાકરણ પ્રાભૃત જાણનાર" એવો અર્થ સમજવો

૬ "द्रव्य च भव्ये" આવુ સૂત્ર પાણિનીય વ્યાકરણમા મળે છે અને શ્રી સિદ્ધ હેમચન્દ્ર વ્યાકરણમા "द्रो भव्ये' ૭-૧-૧૧૫ એવુ સૂત્ર છે દ્રુ શબ્દથી તુલ્ય ભવ્ય અર્થમા य પ્રત્યય થાય

उ નો ગુણ થઈ દ્રવ્ય શબ્દ બને છે જે સૂત્ર પાણીનિ આચાર્યના વ્યાકરણમા મળે છે તે વ્યાકરણ કે તેનો કેટલોક ભાગ આ દૃષ્ટિથી જોતા પૂર્વોના પ્રાભૃત માથી ઉધ્ધૃત હોવાનો આથી સભવ લાગે છે કેમકે-પ્રાભૃત સજ્ઞા જૈન દર્શન શિવાય કોઈ ઠેકાણે પ્રસિદ્ધ જણાતી નથી

તેવીજ રીતે-ચરકસહિતાનો વિષય પણ પૂર્વોમાથી ઉધ્ધૃત હોય એમ લાગે છે કારણ કે-તેનુ બીજુ નામ ચિકિત્સા પ્રાભૃત છે. ઐતિહાસિકોએ આ વિચારવા જેવુ છે

૭ જુઓ ૫-૪૨ મુ સૂત્ર

૬.

૮ અધિગમયવાથી સમ્યગ્દર્શન ઉત્પન્ન થાય છે નામાદિનિક્ષેપાથી નિક્ષિપ્ત કરાયેલા જીવાદિ તત્ત્વોનો પ્રમાણ નય નિર્દેશાદિ અને સત્સખ્યાદિથી અધિગમ થાય છે અધિગમથી સમ્યગ્દર્શન થાય છે, સમ્યગ્દર્શન મોક્ષમાર્ગનું અંગ છે આમ આઠેય સૂત્રોનો સામટો અર્થ થાય છે આઠેય સૂત્રો આ રીતે પરસ્પર સબધ વાળા છે

૯મા સૂત્રથી ૩૩મા સૂત્ર સુધી પ્રમાણનું અને ૩૪-૩૫મામા નયનું વ્યાખ્યાન છે

અને બીજા અધ્યાયથી માડીને ગ્રથના અત સુધી યથાયોગ્ય નિક્ષિપ્ત જીવાદિ સર્વ દ્રવ્યો, સર્વ પદાર્થો, સર્વ તત્ત્વો, અને સર્વ તેના ભેદોના પ્રમાણ અને નયો પૂર્વક નિર્દેશાદિ બતાવેલા છે તે આખુ તત્ત્વાર્થાધિગમસૂત્ર ગ્રથ સમજવો

સપૂર્ણ અધિગમ થાય, તો કેવળ જ્ઞાન થાય તોપણ સામાન્ય અધિકારી જીવો પોતપોતાની શક્તિ પ્રમાણે ઉપરના પ્રમાણાદિ સાધનોથી અધિગમ કરી શકે છે

૭

૫૯ જગતમા વિદ્યમાન જુદા જુદા વિજ્ઞાનોની

તથા

વીજળી, હવા, પ્રકાશ વિગેરે શોધો, અને શિલ્પ, જ્યોતિષ્ ભૂમિતિ, વિગેરે, તથા બીજા અનેક-શાસ્ત્રો અધિગમના શોધખોળના–આ નિર્દેશાદિ પ્રકારોથી કરાયેલા અધિગમો–નિર્ણયાત્મક ખરડારૂપ–સગ્રહરૂપ જુદા જુદા શાસ્ત્રો છે

૧–૬ ૧–૭ ૧–૮ આ ત્રણ અધિગમ સૂત્રો અને નિક્ષેપ સૂત્રોથી જગતના અનેક શાસ્ત્રોની રચનાની તથા રચાવાની સૂચના થાય છે એજ દિશાએ તે તે વિજ્ઞાનના નવા ગ્રથો પણ રચી શકાય છે

જો કે–નિર્દેશાદિ–અને સત્સખ્યાદિ–અનુયોગો પણ પ્રમાણ અને નયોમા અતર્ભૂત થઈ શકે છે અથવા તેના જ વિશેષ પ્રકારો છે છતા શાસ્ત્રો રચવાની વ્યાવહારિક સકલના પણ એ બે અનુયોગદ્વાર સૂત્રથી સૂચવી દીધેલ છે છતા તે પ્રમાણસિદ્ધતો હોવા જ જોઈએ એમ ખાસ સમજવુ

તમે કોઈપણ શાસ્ત્ર રચવા ઈચ્છતા હો, કોઇ નવી શોધખોળ કરવા ઈચ્છતા હો, તો નિર્દેશાદિ–સત્સખ્યાદિ તથા બીજા અનેક અનુયોગદ્વારોની મદદ લઈ વિચારણા આગળ ચલાવતા જાઓ, અભિપ્રેત શાસ્ત્રના મૂળ તત્ત્વોનું–નયોથી પૃથક્કરણ કરતા જાઓ પ્રમાણની કસોટી ઉપર ચડાવતા જાઓ નિક્ષેપાઓથી તે પદાર્થની આજુબાજુના સબધો નક્કી કરતા જાઓ અને સાત તત્ત્વોમા તે તમારી શોધખોળનો વિષયભૂત પદાર્થ કયા તત્ત્વોમા અને તેના કયા પેટા ભેદમા સમાય છે? તે નક્કી કરી એ બધુ એક ગ્રથમા વ્યવસ્થિત–સક્ષેપમા છતા વિગતવાર ક્રમસર લખો બસ, એક શાસ્ત્ર ઉભુ થઈ ચૂક્યુ

તેમા—મતાતરો, વાદો, ચર્ચાઓ વિગેરે જે હોય, તે ટાકો તથા તેની સાથે સબધ ધરાવતા બીજા પદાર્થોની પણ સૂચના પ્રસગે પ્રસગે આપતા જાઓ ગ્રથમા એકીકરણ [મૂળ તત્ત્વો] અને પૃથક્કરણ [પેટા ભેદો]ના તત્ત્વો ઉપર લક્ષ્ય રાખીને રચના કર્યે જાઓ સાગોપાગ ગ્રથ તૈયાર થશે પૂર્વ પુરુષોના વાક્યો પ્રમાણ તરીકે ટાકતા જાઓ માત્ર ગ્રથને પ્રમાણ સિદ્ધ કરવાનુ તમારામા વિશાળ જ્ઞાન હોવુ જોઈશે દાખલા તરીકે—

અહીં—સમ્યગ્દર્શનનું પ્રકરણ ચાલુ હોવાથી ખુદ ગ્રથકારે પણ અનુયોગદ્વારો સમ્યગ્દર્શન ઉપર ઉતારીને સમ્યગ્દર્શનના એક નાનકડા શાસ્ત્રની સૂચના કરી દીધી છે ભાષ્યમા ટુકુ લખવાનું હોવાથી સક્ષેપમા દેખાય છે પરતુ એ દિશાએ સમ્યગ્દર્શન વિષે એક વ્યવસ્થિત શાસ્ત્ર રચી શકાય તેમ છે

૬૦ સર્વકાળની અપેક્ષાએ જે દ્રવ્ય ત્રણથી માડીને પાચેય ભાવ યુક્ત સભવી શકે, તે જીવ દ્રવ્ય

૬૧ શુદ્ધદર્શનમોહનીયકર્મરૂપ કાર્માણવર્ગણાના સ્વરૂપમા પુદ્ગલ દ્રવ્ય સમજવુ

૬૨ દર્શન મોહનીય કર્મનો જેમને તદ્દન ક્ષય-નાશ થયો હોય છે, એવો-વર્ણ, ગધ, રસ, સ્પર્શના અભાવરૂપ જીવ સમ્યગ્દષ્ટિવાળો જીવ કહેવાય છે અને તે અપેક્ષાએ તેનુ સમ્યગ્દર્શન જીવરૂપ હોવાથી અરૂપી છે તેથી તે પુદ્ગલ સ્કન્ધ કે પુદ્ગલ પરમાણુ-રૂપે નથી

૬૩ સ્વામિત્વ એટલે—

કોઈ પણ જીવને સમ્યગ્દર્શનની ઉત્પત્તિમા સમ્યગ્દર્શન યુક્ત જે જે પદાર્થો નિમિત્તભૂત થાય છે-જેની જેની નિશ્રાથી સમ્યક્ત્વ ઉત્પન્ન થાય છે, તેને તેને તેના સ્વામિ ગણવામા આવે છે

જેમકે—એક જિન પ્રતિમાજીના દર્શન થવાથી કે શાસ્ત્રોમાના શબ્દો સાભળવાથી કોઈ પણ એક જીવને સમ્યગ્દર્શન ઉત્પન્ન થવુ, તે કયાથી આવ્યુ? તે પ્રતિમાજી પાસેથી કે શાસ્ત્રોના પુદ્ગલ રૂપ અક્ષરોથી આવ્યુ પ્રતિમાજીમા અને શાસ્ત્રના અક્ષરોમા સમ્યગ્દર્શન છે તો તે બીજાને આપી શકે છે માટે તે પણ સ્વામિ ગણાય છે

માટે-કોઈ પણ સમ્યગ્દર્શની આત્માની નિશ્રાથી થાય, તે આત્મસયોગથી પ્રતિ વિગેરે પર-અજીવ દ્રવ્યોની નિશ્રાથી થાય, તે પરસયોગથી, અને મુનિમહારાજ વિગેરે સચેતન દ્રવ્યોથી વચાતા શાસ્ત્રરૂપ પર-અજીવદ્રવ્ય એ બન્નેયની મદદથી સમ્યગ્દર્શન થાય, તે ઉભય સયોગથી, ગણાય છે

આ ઉપરથી—ગૌણ-મુખ્ય દષ્ટિએ તથા નિશ્ચય વ્યવહાર વિગેરે દષ્ટિઓએ પ્રતિપાદન કરવાથી " જૈન વ્યાખ્યા શૈલિ ઘણી વિવિધ પ્રકારની હોય છે " એ રહસ્યનો આ સ્થળે આપણને ભાસ થાય છે

"બહુ ભાતિ કૈલી જૈન શૈલિ' ઉ૦ ય૦ દ્૦ ગુ૦ રાસ

૬૪ જે આત્મામા સમ્યગ્દર્શન ઉત્પન્ન થાય છે, તે પણ-આત્મસયોગે તેનો સ્વામિ ગણાય છે

૬૫ જીવ અજીવ તે એક બે અનેક એમ જેની જેની નિશ્રાથી સમ્યગ્દર્શન ઉત્પન્ન થાય, તે તે પણ સ્વામિ ગણાય

૬૬ ઉભય સયોગે સભવતા ભાગા નીચે પ્રમાણે છે —

| | |
|---|---|
| ૧ જીવને જીવનિશ્રાયે | ૪ જીવને પ્રતિમાજી આદિ એક અજીવની નિશ્રાયે |
| ૨ જીવને બે જીવ નિશ્રાયે | ૫ જીવને પ્રતિમાજી આદિ બે અજીવની નિશ્રાયે |
| ૩ જીવને ઘણા જીવ નિશ્રાયે | ૬ જીવને પ્રતિમાજી આદિ ઘણા અજીવની નિશ્રાયે |

સમ્યગ્દર્શન ઉત્પન્ન થાય, ત્યારે ઉભય સયોગે આ રીતે સ્વામિત્વ ઘટી શકે છે બાકીના ભાગા ઉભય સયોગમા સભવી શકે નહીં

૬૭ આ ક્ષયાદિ ક્ષયોપશમ તથા ઉપશમ —દર્શન મોહનીય કર્મના લેવા તથા-ક્ષયોપશમ મતિજ્ઞાનાવરણીય કર્મનો પણ લેવો અપાયસદ્દવ્યતયા સમ્યગ્દર્શન એવી ભાષ્યકારની આગળ ઉપર વ્યાખ્યા છે તેને આધારે-સા ઉદયમા પ્રાપ્ત

૬ સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય અને ઉપશમ ત્રણેયનો સમજવો અથવા સમ્યગ્દર્શન અને સમ્યગ્દૃષ્ટિને એક અર્થમા સમજીએ, તો ક્ષય–ત્રણેયનો, ઉપશમ ત્રણેયનો, અને ક્ષયોપશમમા સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય અને ઉપશમ બાકીના બે મોહનીયનો ઉપશમ, અથવા–વેદક વખતે માત્ર સમ્યક્ત્વ મોહનીયનો જ ક્ષય મિશ્ર તથા મિથ્યાત્વ મોહનીયનો સમ્યક્ત્વ મોહનીયમા સક્રમ થઈ ચૂકેલો હોય છે અહીં અનતાનુબધિ ચાર કષાય વિષે પણ વિસયોજના, અવિસયોજનાની અપેક્ષા ધ્યાનમા રાખીને યથાયોગ્ય સમજવુ

૬૮ **સ્વામિત્વ** અને **અધિકરણમા** ઉપર ઉપરથી સરખાપણુ દેખાય છે પરતુ વિચાર કરતાં ભેદ છે કોઈ પદાર્થ ઉપર ઘટાવતા સરખાપણુ પણ કદાચ દેખાય, પરતુ ઘણા પદાર્થ ઉપર ઘટાવતા જુદાપણુ પણ દેખાય છે

જેમકે—મારા શરીરમા રહેલા રૂધિર આદિ પદાર્થોનું સ્વામિ મારૂ શરીર પણ છે અને અધિકરણ પણ મારૂ શરીર છે

અહીં–સ્વામિત્વ અને અધિકરણનુ એકપણુ દેખાય છે તથા–ચોરાયેલા મારા દાગીનાનો સ્વામી હું છુ પરતુ ચોર દાટેલ તે જે ખાડામા પડયા હોય તે વખતે તેનું અધિકરણ જમીનનો તે ખાડો છે અહીં સ્વામિ અને અધિકરણ જુદા જુદા સ્પષ્ટ છે વળી રત્નોનો માલીક રાજા હોય છે પણ અધિકરણ તેનો ભડાર હોય છે

સમ્યગ્દર્શનની વિચારણામા પણ સરખાપણુ દેખાવા છતા તેને સૂક્ષ્મ બુદ્ધિથી જુદા સમજવા

વળી શ્રી ભાષ્યકારે, પણ **સ્વામિત્વમા સયોગ** શબ્દ રાખેલ છે અને **અધિકરણમા સન્નિધાન** શબ્દ રાખેલ છે

અર્થાત્ સયોગરૂપે સ્વામિત્વ સૂચવેલું છે અને સાન્નિધ્યરૂપે અધિકરણ સૂચવેલુ છે આ ભેદ મૂકયો છે

જો કે–અધિકરણ શબ્દના તો બે અર્થ–આ ગ્રથમા જ સમજાવેલા છે

૧ અધિકરણ એટલે આશ્રયસ્થાન

૨ અધિકરણ એટલે આશ્રવરૂપ–જીવ અજીવ રૂપ અધિકરણ [ ૬–૮ ]

અહિં પહેલુ આશ્રયસ્થાનરૂપ અધિકરણ લેવાનું સમજાય છે

૬૯ ૬૫મા ટીપ્પણમા બતાવ્યા પ્રમાણે બાહ્યસન્નિધાન સમજવુ

૭૦ સ્વામિત્વ પ્રસગે બતાવ્યા છે, તે ન સભવતા વિકલ્પો સમજવા

૭૧ સભવતા વિકલ્પો ૬૬ પ્રમાણે ઉભય સન્નિધાનમા સમજવા

૭૨ ક્ષાયોપશમિક સમ્યક્ત્વધારી બે વાર સર્વાર્થ સિદ્ધ વિમાનમા તેત્રીશ તેત્રીશ સાગરોપમનું આયુષ્ય ભોગવે વચ્ચે અને બે બાજુએ મનુષ્ય થાય એ મનુષ્યભવ છાસઠ સાગરોપમથી અધિક સમજવા

એ પ્રમાણે ત્રણવાર વિજય વિમાનમા બાવીશ બાવીશ સાગરોપમનુ આયુષ્ય ભોગવે, તો કુલ ચાર ભવ જેટલી સ્થિતિ અધિક સમજવી

ઉપશમ સમ્યગ્દર્શનનો કાળ અંતર્મુહૂર્ત છે અને ક્ષાયિક સમ્યગ્દર્શનને આ પ્રથમા સમ્યગ્દષ્ટિ કહેલ છે અને તેની સ્થિતિ સાદિ-સાંત, સાદિ અનંત છે એટલે ક્ષાયોપશમિક સમ્યગ્દર્શનની અપેક્ષાએ છાસઠ સાગરોપમ કરતા અધિક સ્થિતિ કહેવામા આવેલી છે

સમ્યગ્દષ્ટિ સાદિ-સાંત સાદિ-અનંત કહેવામા આવેલ છે તેનો આશય આ પ્રમાણે સમજવાનો છે —

ચોથા ગુણ સ્થાનકથી માંડીને ૧૨ માના અંત સુધીના ક્ષાયિક સમ્યગ્દષ્ટિઓની સમ્યગ્દષ્ટિ સાદિ સાંત છે, કારણ કે-ત્રણેય દર્શન મોહનીય કર્મોનો ક્ષય થયા પછી પણ મતિજ્ઞાનના અપાય અંશ રહે છે તે સ્વરૂપની સાદિ સાંત પ્રથમ સમ્યગ્દષ્ટિ ચાલી જઈ, સમ્યગ્દર્શન મોહનીયના દલીયા અને અપાયરૂપ મતિજ્ઞાનનો અંશ એ બન્નેયના અભાવ રૂપ બીજી સમ્યગ્દષ્ટિ કેવળિને ઉત્પન્ન થાય છે ત્યારે-તેની આદિ ગણાય છે તે દષ્ટિ માન સયોગી કેવળી ભગવાનને અને શૈલેશી કરણમા રહેના અયોગી કેવળી ભગવાનને હોય છે, તથા સિદ્ધ ભગવંતોને અનંતકાળ સુધી હોય છે માટે સાદિ અનંત કહેવામા આવેલ છે દર્શન મોહનીય નામના કર્મના દ્રવ્યો અને મતિજ્ઞાનનો અપાય અંશ એ બન્નેય રૂપ ક્ષાયોપશમિક સમ્યક્ત્વને સમ્યગ્દર્શન તરીકે જણાવેલ છે તેનો કાળ પણ સાદિ સાંત છે

૭૩ મતિજ્ઞાન રૂપ અપાય અંશને મુખ્ય સમ્યગ્દર્શન કહેવામાં આવેલ છે એટલે તેનું આવરણ કરનાર કર્મ તે મતિજ્ઞાનાવરણીય લેવુ, અને દર્શન મોહનીયના ક્ષય, ઉપશમ તથા ક્ષયોપશમ નિમિત્તરૂપે હોય છે એ ત્રણ નિમિત્તોને આશ્રયીને ત્રણ પ્રકાર પાડવામા આવ્યા છે અને તેથી નિમિત્તની અપેક્ષાએ ત્રણ નામ પણ પડી શકે છે

૭૪ ૧૩ ઉપરાંત પણ, ભવ્યત્વ, સંજ્ઞિત્વ, વિગેરે અનુયોગ દ્વારો સદ્ભૂત પ્રરુપણામા હોય છે પરંતુ એક બીજામા સમાવેશ પામતા માનીને શ્રી ભાષ્યકારે બતાવેલા જણાતા નથી

પ્રથમ સમ્યક્ત્વ ઉત્પન્ન થયેલુ સાથે લઈને જનારા જીવો **પૂર્વપ્રતિપન્ન** કહેવાય છે અને જ્યા જાય ત્યા નવુ ઉત્પન્ન થાય, તે **પ્રતિપદ્યમાનક** કહેવાય છે

૧ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સમજવુ

૨ સાથે ક્ષાયિક સમજવુ

૩ સાથે ઔપશમિક સમજવુ

| ગતિ ૪ | પૂ૦ પ્ર૦ | પ્રતિપદ્યમાનક |
|---|---|---|
| ૧ નારક ૩ | ,, | ,, |
| ૨ તિર્યંગતિ ૨ | ,, | ,, |
| ૩ મનુષ્યગતિ ૩ | ,, | ,, |
| ૪ દેવગતિ ૨ | ,, | ,, |

| | | |
|---|---|---|
| ઇંદ્રિયો ૫ | ,, | ,, |
| ૧ એકેન્દ્રિય × | × | × |
| ૨ બેઇન્દ્રિય } સાસ્વા | ,, | × |
| ૩ તે ઇન્દ્રિય } દનની | ,, | × |
| ૪ ચઉરિન્દ્રિય } અપેક્ષા | ,, | × |
| ૫ } અસંજ્ઞિ પંચેન્દ્રિય | ,, | × |
| સંજ્ઞિ પંચેન્દ્રિય ૩ | ,, | ,, |
| કાય ૬ | ,, | ,, |
| ૧ પૃથ્વીકાય | × | × |
| ૨ અપ્કાય | × | × |
| ૩ તેઉકાય | × | × |
| ૪ વાયુકાય | × | × |
| ૫ વનસ્પતિકાય | × | × |
| ૬ ત્રસકાય ૩ | ,, | ,, |
| યોગ ૩ | ,, | ,, |
| કાયયોગ | × | × |
| વચનયોગ ૨ | ,, | ,, |
| મનોયોગ ૩ | ,, | ,, |
| કષાય ૪ | ,, | ,, |
| અનંતાનુબંધી | × | × |
| અપ્રત્યાખ્યાનીય ૩ | ,, | ,, |
| પ્રત્યાખ્યાનીય ૩ | ,, | ,, |
| સંજ્વલન ૩ | ,, | ,, |
| વેદ ૩ | ,, | ,, |
| નપુંસક ૩ | ,, | ,, |
| સ્ત્રી ૩ | ,, | ,, |
| પુરુષ ૩ | ,, | ,, |
| લેશ્યા ૬ | ,, | ,, |
| ૧ કૃષ્ણ ૨ | ,, | × |
| ૨ નીલ ૨ | ,, | × |
| ૩ કાપોત ૨ | , | × |
| ૪ તેજો ૩ | , | ,, |
| ૫ પદ્મ ૩ | , | ,, |
| ૬ શુક્લ ૩ | , | ,, |
| સમ્યક્ત્વ ૨ | | |
| સમ્યક્દષ્ટિ ૩ | × | ,, નિશ્ચયનયે |

| | | | |
|---|---|---|---|
| મિથ્યાદૃષ્ટિ ૩ | × | ” | વ્યવહારનયે |
| જ્ઞાન ૨ | ” | ” | |
| જ્ઞાન ૩ | × | ” | નિશ્ચયનયે |
| અજ્ઞાન ૩ | ” | × | વ્યવહારનયે |
| દર્શન ૪ | ” | ” | |
| ચક્ષુ ૩ | ” | ” | |
| અચક્ષુ ૩ | ” | ” | |
| અવધિ ૩ | ” | ” | |
| કેવળ ૩ | ” | ” | |
| ચારિત્ર—૨ | | | |
| ચારિત્રી ૩ | ” | × | |
| અચારિત્રી ૩ | ” | ” | |
| આહારક-૨ | | | |
| આહારી ૩ | ” | ” | |
| અણાહારી ૩ | ” | × | |
| ઉપયોગ ૨ | | | |
| સાકાર ૩ | ” | ” | |
| અનાકાર ૩ | ” | × | |

૭૫ ચારેય ગતિમા થઇને અપાયસદ્ દ્રવ્ય રૂપ સમ્યગ્દર્શન વાળા જીવો અસખ્યાત હોઈ શકે છે

૭૬ છદ્મસ્થ, અને સયોગી તથા અયોગી કેવળી, તે ભવસ્થ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવો તથા સિદ્ધસ્થ ક્ષાયિક સમ્યગ્ દૃષ્ટિ જીવો એ સર્વ મળીને અનતા છે

૭૭ એક અને સર્વ જીવની અપેક્ષાએ પણ લોકાકાશના અસખ્યાતમા ભાગ જેટલા આકાશરૂપ ક્ષેત્રમા સમ્યગ્દર્શની જીવ અને જીવો હોઈ શકે છે

૭૮ એક કે અનેક સમ્યગ્દર્શનીઓ જેટલા આકાશ પ્રદેશોને સ્પર્શે છે, તે લોકાકાશના અસખ્યાતમા ભાગ જેટલા હોય છે

૭૯. ૮૪ લોકની સ્પર્શના એકી સાથે હોય છે [ ૭/૮ પણ વાચવામા આવેલ છે ]

૮૦ સમ્યગ્દૃષ્ટિ જીવ, કેવળિ સમુદ્ઘાતની અપેક્ષાએ સર્વલોકને સ્પર્શી શકે છે

૮૧ અપાય અને સદ્દ્રવ્ય, તે અપાયસદ્દ્રવ્ય તે પણ=તે–અપાયસદ્દ્રવ્યતા તેવડે કરીને સમ્યગ્દર્શન કહેવાય છે

ઉપશમ સમ્યગ્દર્શની ને અપાય, અને ઉદયમાં નહિ પરતુ ઉપશમમા દર્શન મોહનીયની ત્રણેય પ્રકૃતિઓ આત્મા સાથે હોય છે તે વખતે ત્રણ પૂજની ક્રિયાથી સમ્યગ્દર્શનમોહનીયના દળીયાની અપેક્ષાએ સદ્દ્રવ્યપણુ આત્મામા હોય છે

ક્ષાયોપશમિક સમ્યક્ત્વીને તો અપાય હોય છે અને સમ્યગ્દર્શન મોહ નીયકર્મનો ઉદય પણ ચાલુ હોય છે એટલે એ રીતે પણ સમ્યગ્દર્શની છે

ક્ષાયિક સમ્યક્ત્વીને ૭ પ્રકૃતિનો ક્ષય થયો હોય છે માત્ર અપાય હોય છે એટલે બન્નેય સાથે ન હોવાથી, તેને સમ્યગ્દષ્ટિ ગણેલ છે આ છદ્મસ્થની વાત થઈ કેવળ જ્ઞાન પામ્યા પછી અપાયરૂપ મતિ જ્ઞાનનો પણ નાશ થવાથી સયોગી તથા અયોગી કેવળી અને સિધ્ધો સમ્યગ્દષ્ટિ કહેવાય છે

મારાશ કે-ઉપશમ અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ વાળાને સમ્યગ્દર્શની કહ્યા છે અને ક્ષાયિક સમ્યક્ત્વીને સમ્યગ્દષ્ટિ કહ્યા છે

૮૨ અતર એટલે-સમ્યક્ત્વ આવીને ગયા પછી ફરીથી ક્યારે પાછુ આવે ? વચ્ચે સમ્યક્ત્વ વગરનો-વિરહકાળ કેટલો થાય? તે અતરદ્વારમા વિચારવાનું છે સૌથી પહેલુ એક વાર સમ્યક્ત્વ પામ્યા પછી વધારેમા વધારે **અર્ધા પુદ્ગળ પરાવર્ત** સુધીમા ફરીથી સમ્યક્ત્વ પામીને જીવ અવશ્ય મોક્ષમા જાય જ

૮૩ મિથ્યાદર્શન ઔદયિક ભાવે હોય છે પરતુ સમ્યગ્ દર્શન ઔદયિક ભાવે હોતુ નથી જો કે સમ્યગ્દર્શન મોહનીયના દળીયા ઉદયમા આવે છે પરતુ તેમા મિથ્યાત્વ મોહનીયનો અલ્પરસ હોવાથી તેની વિવક્ષા નથી કરી ખરી રીતે-ક્ષાયોપશમિક ભાવમા તેનો સમાવેશ કરી લેવાથી ઔદયિક ભાવ લેવાની જરૂર રહેતી નથી

૮૪ આ શિવાય, બીજા પણ અનેક અનુયોગ દ્વારો છે પરતુ આ બે સૂત્રમા જણાવેલા અનુયોગ દ્વારો વધારે વિશાળ વિષયમર્યાદાવાળા અને સવ સામાન્યપ્રકારના હોવાથી દરેક પદાર્થો ઉપર ઉતરી શકે છે

**નવતત્ત્વ પ્રકરણમા—મોક્ષ તત્ત્વ ઉપર સત્ વિગેરે ઉતારેલ છે**

પચસગ્રહમા, કર્મ ઉપર, જીવ ઉપર તથા, છઠ્ઠા **કર્મ ગ્રથમા** પણ એ બેય ઉપર સત્ વિગેરે દ્વારો ઉતારેલા તથા સુચિત કરેલા છે તેજ પ્રમાણે ચૌદ પૂર્વોમા અનેક પદાર્થો ઉપર અનુયોગ દ્વારો ઉતારેના હોવાનું સભળાય છે

આ ઉપરાત, દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ ભવ વિગેરે અનેક અનુયોગ દ્વારો છે તે શિવાય, આ ગ્રથમા પાચ નિગ્રંથો મોક્ષના જીવો, તથા દેવો વિગેરે ઉપર વિશેષ વિચારણા માટે જુદા જુદા પેટા અનુયોગો ઉતારના છે તે શિવાય પણ આગમોમા અનેક અનુયોગ દ્વારો છે

અધિગમ કરવાના મુખ્ય સાધનોના ત્રણ સૂત્રો અહીં પુરા થાય છે 'નામાદિ નિક્ષેપ યુક્ત જીવાદિ સાત તત્ત્વોનો પ્રમાણાદિથી અધિગમ કરવાથી સમ્યગ્દર્શન ઉત્પન્ન થાય છે આ સામગ્ર સાતેય સૂત્રોનો અર્થ છે એક રીતે સમ્યગ્દર્શનનું સ્થૂલ વર્ણન અહીં પૂરૂં થાય છે સમ્યગ્ દર્શન સબધી મુદ્દાની ઘણી વાતો ટુકામા અહીં સમજાવી દીધી છે

પરંતુ, અધિગમ કરવાના સાધન રૂપ પ્રમાણ અને નયોની વિસ્તૃત વિચારણા ૯ મા સૂત્રથી શરૂ કરીને ૩૫ મા સૂત્ર સુધી કરવામા આવેલ છે માટે ૬ ઠ્ઠા સૂત્રનું ભાષ્ય સંક્ષેપમા આપ્યુ છે એટલે એક રીતે સમ્યગ્દર્શનને લગતો વિચાર આખા અધ્યાયમા છે અને બીજા અધ્યાયથી દશમા અધ્યાય સુધી સમ્યગ્ દર્શનની વિચારણામા આવતા સાત તત્ત્વાર્થોની જ વિચારણા આવે છે એટલે આખો ગ્રંથ સમ્યગ્દર્શનની વિચારણા રૂપ છે, એમ સૂક્ષ્મ દૃષ્ટિથી કહેવામા અડચણ આવશે નહીં

આ આખો ગ્રંથ અધિગમ રૂપ–અધિગમ સમ્યગ્ દર્શનરૂપ છે, એમ કહેવામા પણ અડચણ આવશે નહીં આખો ગ્રંથ મોક્ષમાર્ગની વિચારણામય છે એમ કહેવામા પણ અડચણ આવશે નહીં

જ્ઞાન કહીશુ, ત્યા સમ્યગ્ જ્ઞાન કહીશુ એમ કેમ ન કહ્યુ ? કમકે–સૂત્રમા ઉપક્રમ તો સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન, અને સમ્યગ્ ચારિત્ર એ ત્રણેયને મોક્ષ માર્ગ તરીકે ગણાવેલ છે અને "તેને આગળ ઉપર વિસ્તારથી લક્ષણો અને વિધાનોથી જણાવીશુ" એમ કહેવા છતા સમ્યગ્ જ્ઞાનને બદલે "જ્ઞાન વિષે કહીશુ" એમ કેમ કહ્યુ ? વળી, આગળ ઉપર પણ જ્ઞાન વિચાર પૂરો કરતા "જ્ઞાન કહ્યુ" એમ કહેલ છે તેનું શુ કારણ ?

તેનું કારણ એમ સમજાય છે કે— ૭

પ્રથમ–"જ્ઞાનનો સર્વ સામાન્ય વિચાર કરવામા આવશે અને પછી તેમાથી સમ્યગ્ અસમ્યગ્ એ બે ભેદ પાડી બતાવીશુ" એટલે જ્ઞાનના વિચારમા સમ્યગ્-જ્ઞાનનો પણ વિચાર આવી જશે

જ્ઞાનનો વિચાર લગભગ સપૂર્ણ રીતે આ પ્રકરણમા કરવામા આવશે જ્ઞાનનો સપૂર્ણ વિચાર એટલે સમ્યગ્ જ્ઞાન, અસમ્યગ્ જ્ઞાન, જ્ઞાન, અજ્ઞાન, મિથ્યા જ્ઞાન, સવિકલ્પ જ્ઞાન, નિર્વિકલ્પ જ્ઞાન, પ્રમાણરૂપ જ્ઞાન, અપ્રમાણરૂપ જ્ઞાન, નયજ્ઞાન, દુર્નયજ્ઞાન, લબ્ધિરૂપ જ્ઞાન, ઉપયોગ રૂપ જ્ઞાન, સાકારોપયોગ રૂપ જ્ઞાન, નિરાકારોપયોગરૂપ જ્ઞાન, પદાર્થના સામાન્ય ધર્મના બોધરૂપ જ્ઞાન, અને પદાર્થના વિશેષ ધર્મના બોધરૂપ જ્ઞાન, દર્શન રૂપ જ્ઞાન, અને જ્ઞાનરૂપ જ્ઞાન, પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શાબ્દ, સભવ, ઐતિહ્ય, અર્થાપત્તિ વિગેરે સર્વ પણ જ્ઞાન મતિ, શ્રુત, અવધિ, મનપર્યાય, કેવળ, મતિ–શ્રુત અજ્ઞાન અને વિભગ જ્ઞાન એમ અનેક પ્રકારે–જ્ઞાન વિષે સામાન્ય વિચારણા કરવામા આવી છે–તેમાથી વિપર્યય રૂપ જ્ઞાન બાદ કરતા–બાકીનું જ્ઞાન પ્રમાણરૂપ, સમ્યગ્જ્ઞાન રૂપ, તથા અધિગમ–બોધરૂપ, જ્ઞાનરૂપ ગણાય છે તે સિવાયનું, અપ્રમાણ મિથ્યા જ્ઞાન, અબોધરૂપ, અજ્ઞાનરૂપ ગણાય છે પાચ જ્ઞાન તરીકે વર્ણન એ સામાન્ય રીતે ચિતશક્તિનું વર્ણન છે જેમા–જ્ઞાનના સર્વ પ્રકારો આવી જાય છે, અને પછી તેને અનેક પ્રકારરૂપે કહેવામા આવેલ છે એટલે કે –

પ્રમાણાપ્રમાણરૂપે, સાકાર–નિરાકાર રૂપે, સમ્યગ્–અસમ્યગ્ રૂપે, પરોક્ષ–પ્રત્યક્ષ

રૂપે, દર્શન-જ્ઞાન રૂપે, વ્હેંચવામા આવે છે, માટે જ્ઞાન શબ્દ સામાન્ય રીતે વાપરીને તેનો સામાન્ય રીતે બધી દિશાઓથી વિચાર કરવામા આવ્યો છે

૮૬ અહીં પણ જ્ઞાન શબ્દ સર્વસામાન્ય બધા જ્ઞાનના અર્થમા વપરાયેલ છે

૧ એક માણસે કાંટો જોયો નથી તો તેને કાંટા વિષે અજ્ઞાન છે અને જોનારને જ્ઞાન છે

૨ તેજ માણસે કાંટો જોયો છે પણ "તેના ઉપર પગ મૂકવાથી લોહી નીકળશે" તેવુ જ્ઞાન નથી અને બીજાને જ્ઞાન છે જેથી તે તેના ઉપર પગ મૂકે છે, અને બીજો મૂકતો નથી

૩ "લોહી નીકળશે એવુ જ્ઞાન છતા ઉદ્ધતાઇથી કે ક્રોધના આવેશમા તેના ઉપર પગ મૂકીને ચાલે છે, તે પણ એક જાતનું અજ્ઞાન છે બીજો માણસ કાંટાની બાજુએ થઇને જાય છે, તે સમજદાર-જ્ઞાનવાળો કહેવાય છે

૪ ચોથો માણસ પહેલેથી જ એવી સાવચેતી રાખીને પ્રવૃત્તિ કરે છે, કે કાંટો દૂર જ રહી જાય, બીજા કોઈ પ્રસંગે પણ કાંટો અગવડ કરતા ન થાય, તેમ દીર્ઘદૃષ્ટિથી પ્રવૃત્તિ કરે છે તેને ખરો ડાહ્યો-સમજુ કહેવામા આવે છે, બીજા અજ્ઞાની અણસમજુ કહેવાય છે

આવા વ્યવહારમા જ્ઞાન અને અજ્ઞાન શબ્દો ઘણી રીતે વાપરી બતાવ્યા છે, તે દરેકનું તારતમ્ય સમજીને જ્ઞાન શબ્દના અનેક પ્રકારે વપરાશ સમજી યથાયોગ્ય રીતે ઘટાવવુ અહીં વપરાયેલો જ્ઞાન શબ્દ, એવી રીતે સમગ્ર પ્રકારના જ્ઞાનને લાગુ પડે, તેવી રીતે અહીં વાપરેલો છે

૮૭ ૧-૧૪ થી, ૧-૧૯, ૧-૨૦, ૧-૨૧ થી ૨૨, ૨૩ સુધી તથા ૧-૨૪ મા ગણાવશે

૮૮ જૈન પ્રમાણ શાસ્ત્રની વ્યવસ્થા શરૂ કરે છે "હવે કયુ પ્રકરણ શરૂ કરવાનુ છે?' તે મૂળ સૂત્ર પ્રથમા કઈ પણ સ્પષ્ટ શબ્દોથી વિધાન કરવામા આવતુ હોતું નથી પરતુ જેને વિષે સૂત્રમા પ્રથમાન્ત પદ થી મુખ્ય કે ગૌણપણે વિધાન હોય, તેને પ્રકરણનો વિષય ગણવામા આવે છે એવી શૈલિ છે તેથી આ અધ્યાયમા—

મોક્ષમાર્ગ પ્રકરણ
સમ્યગ્દર્શન પ્રકરણ
તેના લક્ષણનુ પ્રકરણ
તેની ઉત્પત્તિનું પ્રકરણ
તત્ત્વાર્થ પ્રકરણ,
નિક્ષેપ પ્રકરણ
અધિગમના સાધનોનું પ્રકરણ
જ્ઞાન પ્રકરણ
પ્રમાણ પ્રકરણ
પરોક્ષ પ્રમાણ પ્રકરણ
પ્રત્યક્ષ પ્રમાણ પ્રકરણ

મતિ જ્ઞાન પ્રકરણ
તેના લક્ષણનું પ્રકરણ
તેના ભેદોનું પ્રકરણ
શ્રુત જ્ઞાનનું લક્ષણ, ભેદો સાથેનું પ્રકરણ
અવધિજ્ઞાનનું પ્રકરણ
ભેદો અને સ્વરૂપ સાથે
મન પર્યાય જ્ઞાનનું પ્રકરણ
ભેદો
ભેદોમા તારતમ્ય
અવધિ અને મન પર્યાયના તારતમ્યનુ પ્રકરણ
કેવળ જ્ઞાનનું પ્રકરણ
જ્ઞાનના વિષયોનું પ્રકરણ
અજ્ઞાન પ્રકરણ
તેના કારણોનુ પ્રકરણ
જ્ઞાન પ્રકરણ પુરૂ
નય પ્રકરણ
ભેદો સાથે
નય પ્રકરણ પૂરૂં
અધિગમ પ્રકરણ પુરૂ
અધ્યાયનો ઉપસહાર
આ પ્રકારે-મુખ્ય અને પેટા પ્રકરણો આ અધ્યાયમાં આવશે
આ દૃષ્ટિથી હવે જ્ઞાનમા અંતર્ભૂત પ્રમાણ પ્રકરણ શરૂ થાય છે

અહી વિપર્યયરૂપ મતિ અજ્ઞાનને બાજુએ રાખીને, સમ્યગ્દર્શન પૂર્વકના મતિજ્ઞાનને પરોક્ષ પ્રમાણમા ગણાવેલ છે એટલે અપાય સદ્દ્રવ્યતાની વાત અહી કરી છે અસદ્દ્રવ્ય-મિથ્યા દર્શન હોય, તે-પ્રમાણરૂપ નથી અને ઇંદ્રિય તથા અનિન્દ્રિય રૂપ નિમત્તથી ઉત્પન્ન થતુ હોવાથી, પરોક્ષ પ્રમાણ છે માટે નિમિત્તાપેક્ષત્વાત્ એ શબ્દો પરોક્ષતાની સાબિતી માટે છે, અને અપાય સદ્દવ્યતા એ શબ્દો પ્રમાણતાની સાબિતી માટે છે

તત્પૂર્વકત્વ અને પરોપદેશજત્વ એ બન્નેય શ્રુત જ્ઞાનની પરોક્ષતાની સાબિતી માટે છે

જ્ઞાનના વિભાગોની દૃષ્ટિથી અવધિ વિગેરે ભલે ત્રણ હોય, પરતુ પ્રમાણની દૃષ્ટિથી તો તે ત્રણેય એક પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે માટે अन्यानि ન કહેતા अन्यत् એક વચનમા આપેલ છે સારાશ કે-જ્ઞાન શક્તિના-પાચ વિભાગ છે પણ પ્રમાણ શાસ્ત્રની દૃષ્ટિથી ચૈતન્ય શક્તિના મુખ્ય બે વિભાગ છે

જ્ઞાનશક્તિની ઓચ્છાવત્તી પ્રગટતા [અવિકલ્પ-નિવિકલ્પતા] ને આશ્રયીને જ્ઞાન-દર્શન ભેદ પાડવામા આવેલા સમજાય છે

શક્તિ રૂપ અને પ્રવૃત્તિ રૂપ જ્ઞાનને આશ્રયીને લબ્ધિ અને ઉપયોગ, એવા ભેદો પાડેલા છે ઇત્યાદિ

૯૨ પાચ જ્ઞાનોનું જ નામ પ્રમાણ તરીકે કેમ આપ્યુ ?

આ પ્રશ્નના જવાબમા–તે પાચેય જ્ઞાનો વડે પદાર્થ માપી શકાય છે–જાણી શકાય છે, માટે તે પાચેય જ્ઞાનો પ્રમાણ રૂપ છે એ ધ્યાનમા રાખીને **પ્રમાણાનિ** એ ઠેકાણે બહુવચન વાપરેલ છે

૯૩ ૧ ઇંદ્રિયોથી સાક્ષાત્ જ્ઞાન થાય, તે **પ્રત્યક્ષ** પ્રમાણ

૨ **અનુમાન**–જાણવામા ન આવેલી વસ્તુનું કોઇ પણ નિશાની ઉપરથી–અનુમાનથી જ્ઞાન કરવુ તે અનુમાન પ્રમાણ જેમકે–ધૂમાડા ઉપરથી અગ્નિ હોવાનું અનુમાન કરી શકાય છે

૩ **ઉપમાન**–એક વસ્તુ ઉપરથી તેના જેવી બીજી વસ્તુ ઓળખી કાઢવી, તે ઉપમાન પ્રમાણ

ગાય ઉપરથી જેમ રોજ જાતનુ પશુ ઓળખી કઢાય છે

૪ **આગમ**–પ્રામાણિક જ્ઞાની પુરુષોના કહેવા ઉપરથી વસ્તુ કબુલવી, તે આગમ પ્રમાણ–શાસ્ત્રપ્રમાણ–શબ્દપ્રમાણ કહેવાય છે

૫ **અર્થાપત્તિ**–પ્રમાણ–બીજી રીતે અસભવિત હોવાથી, અર્થથી વાત સમજાય, તે અર્થાપત્તિ પ્રમાણ છે

"પુષ્ટ દેવદત્ત દિવસે જમતો જ નથી ' એ ચોક્કસ છે એટલે–"રાત્રે ખાય છે ' એ ચોક્કસ થાય છે કેમકે–નહીંતર પુષ્ટ રહી શકે નહીં પુષ્ટતા ખોરાક વિના અસભવિત છે જ્યારે દિવસે ખાતો નથી, તો રાત્રે અવશ્ય ખાય છે એમ રાત્રિ શબ્દ વિના પણ અર્થ સમજી શકાય છે

૬ **સભવ**–"સોમા એકનો સભવ છે એ સભવ પ્રમાણ છે

૭ **અભાવ**–"આ જમીન ઉપર ઘડો નથી જમીન ઉપર ઘડાના અભાવનું જ્ઞાન થવાથી "અહીં ઘડો નથી એમ નક્કી કરી શકાય છે

આ પ્રમાણોનો અનુમાનાદિકમા સમાવેશ કરીને, ઓચ્છી વત્તી સખ્યા પણ કેટલાક માને છે

૯૪ આગળ બતાવેલા સાતે પ્રમાણો ઇંદ્રિયોની મદદ વિના તેમજ વાચ્ય વાચક ભાવ સબધ વિના પ્રવર્તતા નથી, માટે ઇન્દ્રિય અનિન્દ્રય નિમિત્તક અને વાચ્ય–વાચકભાવ સબધ પૂર્વક ઉત્પન્ન થતા મતિ અને શ્રુત જ્ઞાનમા સમાવેશ પામે છે

૯૫ અન્ય દર્શનીયોએ મિથ્યાદર્શનથી નક્કી કરેલા હોવાથી

૯૬ શબ્દ નયની અપેક્ષાએ

૯૭ જ્ઞાનના સામાન્ય પ્રકારોને વિસ્તારથી સમજાવવા માટેના આખા પ્રકરણનુ અવતરણ છે

૯૮ ઉપરના ૮મા સૂત્રમા મતિ વિગેરે શબ્દો છે તે ઉપરથી સમજાય છે કે–હવે મતિ જ્ઞાનના સબધમા પ્રકરણ શરૂ થાય છે તેની શરૂઆત સૂત્રનાક્રમથી કરવી, એટલે કે જ્ઞાનના મૂળ સૂત્રમા મતિશ્રુત વિગેરે શબ્દો છ અને તે પાચેય જ્ઞાન કહેવાય છે ત્યાથી મતિ અને જ્ઞાન એ બે શબ્દો અહીં ખેચવા

અર્થાત્—મતિજ્ઞાનમધિક્રિયતે-મતિજ્ઞાનનો અધિકાર કરીએ છીએ. એ અર્થ થયો તેમા-

(૧) પ્રથમ મતિ જ્ઞાનના પર્યાય શબ્દો સમજાવ્યા

(૨) તેનું લક્ષણ કહો, કે ભેદ ગર્ભિત લક્ષણ કહો, કે લક્ષણ ગર્ભિત ભેદ કહો, તે સમજાવવા આ ૧૪ મું સૂત્ર છે
તેમા **तदिन्द्रियानिन्द्रियनिमित्त मति , ज्ञानम्** એમ અર્થ કરવો

(૩) ૧૫ મા સૂત્રમા—
અવગ્રહ–ઈહા–અપાય–ધારણા–મતિજ્ઞાન એટલે ઇન્દ્રિય અનિન્દ્રિય નિમિત્તે પ્રવર્તતા અવગ્રહ, ઈહા, અપાય, ધારણા મતિજ્ઞાન છે
એ અર્થ હોવાથી તેના ચાર પ્રકાર સૂચિત થયા

(૪) એ ઇન્દ્રિય અનિદ્રય નિમિત્તક અવગ્રહાદિક મતિજ્ઞાનો, સેતર–બહુ વિગેરે વિષયોમા પ્રવર્તે છે, એમ સબધ જોડવાથી સૂત્રોનો સબધ બધબેસતો આવશે

(૫) એ ઇંદ્રિય અનિન્દ્રિય નિમિત્તક અવગ્રહાદિક મતિજ્ઞાન, સેતર–બહુ વિગેરે અર્થ અને વ્યજનના પ્રવર્તે છે

(૬) પરતુ, ચક્ષુ અને મન શિવાયની ઇંદ્રિયો નિમિત્તક અવગ્રહ જ સેતર–બહુ વિગેરે વ્યજનનો પણ પ્રવર્તે છે

આ પ્રમાણે મતિજ્ઞાનના ભેદો નિમિત્તો અને વિષયો સબધિ વિચાર પુરો થાય છે

૯૯ ઓઘ ન્નાન એટલે ઓઘ સજ્ઞા જેમ-વેલાઓ બીજી બધી જગ્યા છોડીને ઉચે નેવા વિગેરે તરફ લબાઈને વધે છે, તે ઓઘમ-મુગી જ્ઞાન શક્તિ છે

૧૦૦ નિશ્ચય વિશેષની જીજ્ઞાસા એટલે અપાય સુધી પહોચવાની ઇચ્છા, તે ઈહા એવો અર્થ સમજાય છે
અર્થાત્ ઈહામા—અવગૃહિત સામાન્ય વિષયના–સામાન્યરૂપ એક દેશ ઉપરથી અપાયરૂપનિર્ણયાત્મકવિશેષભાગતરફ લઈ જનાર ઈહા છે
અપાય પ્રકારથી થતો નિશ્ચય જાણવાની–અપાય થયા પહેલાની–ઇચ્છા, તે ઈહા એવો અર્થ સમજાય છે

૧૦૧ "સારૂં ? કે ખોટુ ?" એવા ગુણદોષની વિચારણારૂપ અધ્યવસાય તે અપાય આ વ્યાખ્યા સમ્યગ્દર્શન અપાયરૂપ છે, એ દષ્ટિથી બધબેસતી આવી જાય છે
મિથ્યાદષ્ટિનો અપાય અસમ્યગ્ હોય, અને સમ્યગ્દર્શનીનો અપાય સમ્યગ્ હોય

૧૦૨ ધારણાના ત્રણ પ્રકાર બતાવ્યા છે
પ્રતિપતિ યથાસ્વમ=અવિચ્યુતિ
મત્યવસ્થાપન=વાસના

અપાય થયા પછી અંતર્મુહૂર્ત સુધી એમને એમ ઉપયોગ તેજ વિષયનો ચાલુ રહે છે-વિચ્યુત થતો નથી, તે અવિચ્યુતિ ધારણા

પછી-ક્ષયોપશમરૂપે સખ્યાતા અસખ્યાતા ભવ સુધી રહે છે તે વાસના ધારણા

અને જાતિ સ્મરણાદિકરૂપે પાછુ યાદ આવે છે, તે સ્મૃતિધારણા

૧૦૩ એક સભામા જુદા જુદા માણસો બેઠા હોય, તેવામા દૂરથી કોઈ સગીતનો સ્વર આવે છે, તે સભાના દરેક માણસો તે સાભળે છે પરતુ—

૧ તેમાના કેટલાક માત્ર સગીતનો સ્વર આવે છે, એટલુ જ સમજે છે
૨ ત્યારે કેટલાક કેવો સ્વર આવે છે? તે સમજે છે
૩ કેટલાક વાજીંત્રોમા પણ જુદા જુદા વાજીંત્રોના સ્વરો પારખે છે તથા ગાનારામા સ્ત્રીપુરુષ વિગેરેના સ્વરો પારખે છે
૫ કેટલાક વાજીંત્રોમા કેવો રાગ વગડે છે, અને તેમાના વાદી, સવાદી, વિસવાદી, વિગેરે સુર કેવા વગડે છે? વાજીત્ર ક્યા દુમેળ વાગે છે? તે ઓળખી કાઢે છે
૬ કેટલાક તે ગાનાર કે વગાડનારની ભૂલ ક્યા થાય છે? તે પકડી પાડે છે
૭ કેટલાક તાળીયો સાથે ચૂડીઓના રણકારથી "સ્ત્રીઓ ગાનારી છે" એમ સમજી જાય છે
૮ ત્યારે કેટલાક રણકાર વિના પણ અવાજ ઉપરથી સ્ત્રીઓને ઓળખી કાઢે છે
૯ કેટલાક, કેટલાક દિવસ પછી પણ જે પ્રમાણે સાભળેલ હોય, તે પ્રમાણે બરાબર કહી આપે છે
૧૦ ત્યારે કેટલાક કહી શકતા નથી સાભળ્યુ ત્યારે સાભળ્યું, પછી ભૂલી જાય છે
૧૧ કેટલાક ચોક્કસ કહી શકતા નથી કે સગીત સભળાય છે, કે રૂદન સભળાય છે? આ ભૈરવી રાગ છે? કે રામકલિ રાગ છે? વિગેરે સંદેહમા રહે છે
૧૨ ત્યારે કેટલાક ચોક્કસાઈપૂર્વક સમજી લે છે

આમ સાભળનારાઓની વિવિધ શક્તિઓ જોવામા આવે છે

સારાશ કે—

૧ જાણવા જેવામાથી થોડુ જાણવુ, તે અલ્પ અવગ્રહ
૨ અને વધારે સારી રીતે જાણવુ, તે બહુ અવગ્રહ
૩ એકાદ બે પ્રકારો જાણવા, તે અલ્પવિધ અવગ્રહ
૪ અનેક પ્રકારો જાણવા, તે બહુવિધ અવગ્રહ
૫ જલ્દી જાણવુ, તે ક્ષિપ્ર અવગ્રહ
૬ ધીમે ધીમે જાણવુ, તે અક્ષિપ્ર અવગ્રહ
૭ નિશાની ઉપરથી જાણવુ તે નિશ્રિત અવગ્રહ
૮ વગર નિશાનીએ જાણવુ, તે અનિશ્રિત અવગ્રહ
૯ સદેહ વગર ચોક્કસ જાણવુ તે અસદિગ્ધ અવગ્રહ
૧૦ સંદેહપૂર્વક જાણવુ, તે સદિગ્ધ અવગ્રહ
૧૧ લાબો વખત ઉપયોગ ટકે તેવુ જાણવુ, તે ધ્રુવ અવગ્રહ

૧૨ અને જલ્દી ભૂલી જવાય તેવુ જાણવુ, તે અધ્રુવ અવગ્રહ

એ પ્રમાણે-તે ૧૨ બારેયના ૧૨ અવગ્રહો, ૧૨ ઈહા, ૧૨ અપાય, ૧૨ ધારણા, થઈને ૪૮ પ્રકાર થશે અને ૧૨ અવગ્રહોમા ૧૨ અર્થના અને ૧૨ વ્યજનોના અવગ્રહો થઈને ૨૪ અવગ્રહો એટલે કુલ-૬૦ પ્રકાર થશે તેને ૬ ઈંદ્રિયોથી ગુણો=૩૬૦-તેમાથી બાદ-મન અને ચક્ષુના વ્યજનાવગ્રહોના ૨૪ ભેદ-કરતા ૩૩૬ કુલ ભેદ થશે

૧૦૪ અર્થ એટલે ૨-૧૧ મા સૂત્રમા બતાવેલા રૂપ, રસ, સ્પર્શ, ગધ, શબ્દ અવગ્રહાદિક તે તે ઇંદ્રિયોદ્વારા તે તે ઇંદ્રિયોના અર્થના થાય છે માટે તેઓ અર્થાવગ્રહ-અર્થેહા અર્થાપાય, અર્થ ધારણા કહેવાય છે અહીં-અર્થ એટલે રૂપાદિ ગુણો લેવાના છે અને સાથે તે જેમા હોય, તે દ્રવ્યો પણ અર્થ શબ્દથી સમજવાના છે પરતુ ઇંદ્રિયો વડે રૂપાદિ ગ્રહણ થાય તો જ તેના આશ્રયભૂત દ્રવ્યો પણ ગ્રહણ થાય છે રૂપાદિનું જ્ઞાન થયા વિના તદાશ્રયભૂત દ્રવ્યોનું જ્ઞાન નથી થતુ માટે રૂપાદિના પ્રાધાન્યનો આશ્રય કરીને અહીં અર્થ તરીકે રૂપાદિ લેવા અને ગૌણપણે દ્રવ્યો પણ લેવા આગળ ઉપર [૧-૨૭]મતિજ્ઞાનના વિષયોમા સર્વ દ્રવ્યો અને અસર્વ પર્યાયો ગણાવેલા છે

૧૦૫ વ્યજન એટલે-ઇંદ્રિયોથી બરાબર અવગ્રહ કરી ન શકાય તેવા ઇંદ્રિયો સાથે સબધ વાળા-સ્પર્શવાળા દ્રવ્યો, તે વ્યજન અને બરાબર ગ્રહણ કરી શકાય તેવા સબધ વાળા દ્રવ્યો તે અર્થ

૧૦૬ પહેલા-વ્યજનાવગ્રહ, પછી અર્થાવગ્રહ, પછી અર્થેહા, અર્થાપાય, અર્થધારણા પ્રવર્તે છે, અર્થાવગ્રહ ૧ સમયમા થાય છે, અને વ્યજનાવગ્રહનો જઘન્ય વખત ૧ સમય છે, અને ઉત્કૃષ્ટ ૨ થી૯ શ્વાસોચ્છ્વાસનો એટલે શ્વાસોચ્છ્વાસ પૃથક્ત્વનો વખત છે

રસ, ગધ, સ્પર્શ, શબ્દ, આ ચાર અર્થોમાંનો કયો અર્થ છે? તે, તેતે ઇંદ્રિયો નક્કી કરી શકે, એવી સ્થિતિમા ઇંદ્રિયો સાથે જોડાય, ત્યારે તે અર્થ કહેવાય અને જ્યા સુધી સ્પર્શાદિ અર્થને બરાબર ન ઓળખી શકાય તેવી રીતનો સયોગ ઇંદ્રિયો સાથે સબધ પામેલા-સ્પર્શવાળા દ્રવ્યોનો હોય, ત્યા સુધી તે વ્યજન કહેવાય છે

દાખલા તરીકે—આપણે કોઇ કામમા ચિત્ત પરોવીને બેઠા હોઇએ, ને બાજુમાથી કોઈ માણસ દૂરથી ફૂલનો કરડીયો લઇને આવતો હોય, તે વખતે આપણા નાકમાની ઇંદ્રિયોને તેની સુગધના પરમાણુઓ સ્પર્શ કરતા હોય છે, પરતુ આપણે બરાબર ઓળખી શકીએ તેટલો સ્પર્શ ન થયો હોય, ત્યા સુધી તે વ્યજન ગણાય છે પછી ઘણા જ સુગધના અણુઓનો જથ્થો નાકમાની ઇંદ્રિયને બરાબર પૂરતા પ્રમાણમા સ્પર્શ કરે, ને આપણી ઇંદ્રિય તરતજ ગ્રહણ કરે, તે અર્થ અનેતુ જ્ઞાન અર્થાવગ્રહ "અને આ શુ?' એમ વિચાર પ્રવર્તે તે ઈહા, અને "અરે આતો ગંધ આવે છે" એ અપાય થયો

અર્થાત્ પહેલા વ્યજનાવગ્રહ, પછી તુરત જ અર્થાવગ્રહ, પછી ઈહા, અને પછી અપાય થયો પછી એમને એમ અતર્મુહૂર્ત સુધી જ્ઞાન ટકી રહે, તે અવિચ્યુતિ ધારણા થઈ ગણાય

એક માટીના કોડીયામા પાણીના ટીપા નાખ્યે જઓ તો તે પાણીના બિંદુઓ તેમા સોસાઇ જશે એમ કરતા કરતા ઘણા સોસાઈ જશે, ને છેલ્લે એક ટીપુ ઉપર

રહી જશે તે પ્રમાણે ગધ વિગેરેના દ્રવ્યો નાકની ઇંદ્રિયને સ્પર્શ કર્યે જાય, તે બધા વ્યજન ગણાય પણ છેવટે બરાબર ગ્રહણ કરી શકાય તેવી સ્થિતિમા બધો સમુદાય આવી જાય—તેટલા જથ્થાનો ઉમેરો થાય, કે તુરત તે અર્થ ગણાય તે પહેલા વ્યજન ગણાય માટે વ્યજન લાબો વખત સુધી થાય છે અને તેને અર્થ સ્વરૂપ થતા એક સમય જ લાગે છે માટે તેના અવગ્રહને પણ એક સમય અને વ્યજનાવગ્રહનો ઉત્કૃષ્ટ બેથી નવ શ્વાસોશ્વાસ, એ બરાબર છે

૧૦૭ જો આખ વસ્તુને સ્પર્શ કરીને જોતી હોય, તો અગ્નિ જોતી વખતે આખ બળી જાય, અને પાણી જોતી વખતે ભીની થવી જોઇએ એજ પ્રમાણે મન વિષે પણ સમજવુ

તે જ પ્રકારે "આખમાથી નીકળેના તેજસ્વી કિરણો કે શરીરમાથી મન બહાર નીકળીને વસ્તુને સ્પર્શ કરીને જાણે છે," એમ પણ નથી પરતુ કાચમા જેમ વસ્તુનુ પ્રતિબિમ્બ વૈશ્રસિક રીતે પડે છે તેમ આખમા વસ્તુનું પ્રતિબિંબ પડે છે જે જે વસ્તુનું પ્રતિબિમ્બ આખમા પડે છે, તે તે વસ્તુને આખ ઓળખી શકે છે પ્રતિબિમ્બ પડવાને એક સમય લાગે છે તેથી વ્યજન બનતું નથી માટે તેનો વ્યજનાવગ્રહ નથી એ પ્રકારે પણ પોતાના વિષયભૂત ચિન્ત્ય-વસ્તુને સ્પર્શ કર્યા વિના જ મન જાણે છે એ રીતે જાણી શકવાનું કારણ—મન પરમાણુઓની શક્તિ, સૂક્ષ્મ પરિણામવાળા પુદ્ગલો, વિગેરે વિશેષતા હોવાથી વિષયનું પ્રતિબિમ્બ એમને એમ ગ્રહણ કરીને મન ચિન્તવનમાં પ્રવર્તે છે

૧૦૮ મતિજ્ઞાનના ભેદો—

૧ ૨ ભેદો—૧ ઇંદ્રિય નિમિત્તકતા  ૨ અનિન્દ્રિય નિમિત્તકતા

૨ ૬ ભેદો—પાચ ઇન્દ્રિયો, અને મનથી ઉપયોગ પ્રવર્તે છે,

૩ ૪ ભેદો—અવગ્રહ, ઇહા, અપાય, ધારણા મતિજ્ઞાન

૪ ૨૮ ભેદ

| | | |
|---|---|---|
| ૪ ઇદ્રિયોના | ૪ | વ્યજનાવગ્રહ |
| ૬ , | ૬ | ના અર્થાવગ્રહ |
| ૬ ,, | ૬ | અર્થેહા |
| ૬ , | ૬ | અર્થાપાય |
| ૬ ,, | ૬ | અર્થધારણા |

૨૮ દરેકના બહુ અલ્પ વિગેરે ૧૨ ભેદોએ—
૧૨ ગુણતા

૩૩૬ ૩૩૬ ભેદો થશે

તથા ૨૮ ને મૂળ ૬ બહુ વિગેરેએ ગુણીએ તો—
૬

૧૬૮ તે ૧૬૮ ભેદો થશે અને બારે ગુણીએ એટલે ઉપર પ્રમાણે ૩૩૬ ભેદો થશે તે શ્રુત નિશ્રિત મતિજ્ઞાનના સમજવા

તેમા ઔત્પાપાતિકી, વૈનયિકી, પારિણામિકી, કર્મજા એ ચાર અશ્રુત નિશ્રિત મતિજ્ઞાનના બુદ્ધિના ભેદો ઉમેરવાથી કુલ ૩૪૦ ભેદો મતિજ્ઞાનના થાય છે

શ્રુતનિશ્રિત–એટલે અનાદિકાળના–શબ્દ અને અર્થના–સંકેતનુ જ્ઞાન થયા પછી જે મતિજ્ઞાન પ્રવર્તે તે અને તે વિના–કેવળ ક્ષયોપશમની વિચિત્રતાથી પ્રવર્તે, તે અશ્રુત નિશ્રિત મતિજ્ઞાન

૧૪ થી માંડીને ૧૯ મા સૂત્ર સુધીનો સામગ્ર અર્થ મેળવવાથી ૩૩૬ ભેદો બરાબર આવી રહ્યા સૂત્રકારની આ પણ રચના ઘણી જ ખુબીવાળી છે

૧૦૯. સામાયિક વિગેરે ૭ આવશ્યક સૂત્રો જો કે અગબાહ્ય છે તો પણ **સામાયિક આવશ્યક** સકળ દ્વાદશાગીનુ મૂળ સૂત્ર છે, તેના ઉપર સકળ દ્વાદશાગી રચાયેલી છે તેથી એ રીતે–તે અગપ્રવિષ્ટ સૂત્ર છે પરતુ જેમ તે અગ પ્રવિષ્ટ છે, તેમજ બાળ મધ્ય અને બુધ સર્વ જીવોને માટે તેની અગબાહ્ય તરીકે પણ વ્યવસ્થા કરી છે માટે તે અગ બાહ્ય તરીકે મુખ્યપણે જણાવેલ છે

**કરેમિ ભતે !**–સામાયિક **મહાદડક સૂત્ર** સકલ દ્વાદશાગીનુ કેન્દ્ર છે આખી દ્વાદશાગી તેના અર્થ વિસ્તાર રૂપ છે અને તેજ પ્રમાણે **ચતુર્વિંશતિ સ્તવ** વિગેરે બાકીના પાચ આવશ્યક સૂત્રો પણ **કરેમિ ભતે !**–સૂત્રના વિસ્તાર રૂપ છે, એમ **આવશ્યક સૂત્રની** વૃત્તિમા કહેલ છે કેમકે—**કરેમિ ભતે !** સૂત્રમા નીચે પ્રમાણે ૭ આવશ્યકો સમાયેલા છે

૧ સામાઇયં—સામાયિક આવશ્યક
૨ ૧ હુ ભતે !—ચતુર્વિંશતિ સ્તવાવશ્યક
૩ પચ્ચક્ખામિ—પ્રત્યાખ્યાનાવશ્યક
૪ ૨ જુ, ભતે !—ગુરુ વદન આવશ્યક
૫ પડિક્કમામિ—પ્રતિક્રમણાવશ્યક
૬ અપ્પાણ વોસિરામિ—કાયોત્સગાવશ્યક

એમ ટુકામા ૭ આવશ્યકો સમાયેલા છે તેના વિસ્તાર રૂપ લોગસ્સ વિગેરે–ચતુર્વિંશતિ સ્તવ વિગેરે સૂત્રો ૭ એટલે તે પણ વાસ્તવિક રીતે તો સામાયિક સૂત્રના અગરૂપ જ છે અને તે ૭ સૂત્રોને લગતી ચારેય અનુયોગને અનુસરીને વિશેષ વ્યાખ્યાઓ, તે દ્વાદશાગી દ્વાદશાગીમા મુખ્ય વિષય સામાયિક છે માટે પ્રવચન શ્રુત તો એક સળગ ગ્રથ સ્વરૂપ જ છે પણ–શિષ્યોની સગવડ માટે તેના બાર અગ પાડવામા આવેલા છે અગો બાર પણ, અગી એક જ કેમકે–વિષય એક જ, માટે

તેથી સામાયિક સૂત્ર અગ પ્રવિષ્ટ છતા શ્રાવક–શ્રાવિકા–સાધુ–સાધ્વી ચારેય સઘને માટે ૭ આવશ્યક સૂત્રો ખુલ્લા મુકેલા હોવાથી તે અગ બાહ્ય ગણવામા આવેલ છે અને તેથી તેની નિર્યુક્તિ વિગેરે પણ અગ બાહ્ય શ્રુતમા ગણાશે

૧૧૦ સાજણ ફૂલનો કરડીઓ લઇને નજીક આવી ? તુરત તમારી બીજી કોઈ ઇદ્રિય નહીં, ને કેવળ નાસિકા ઇદ્રિય જ સતેજ થઈ, અને સુગધ લેવા લાગી. કે તમારો

આમા તે વખતે સુગધ ગ્રહણમા પરિણત થયેલ, એ વાત ચોક્કસ ત્યા સુધી મતિજ્ઞાન પછી નાકથી સુઘાયના એ અર્થનું નામ "સુગધ" એમ લાગુ કર્યું, તે-શ્રુત જ્ઞાન થયુ

જેનું મતિજ્ઞાન થયુ હોય, તેનું જ શ્રુતજ્ઞાન થાય છે

તેમા—

૧ મતિજ્ઞાનથી શબ્દ જાણવામા આવ્યો હોય, તો તેના અર્થનું જ્ઞાન શ્રુત જ્ઞાનથી થાય છે અને આ વિકલ્પમા પ્રથમ કર્ણેન્દ્રિય મતિજ્ઞાન અને પછી શ્રુતજ્ઞાન પ્રવર્તે છે

૨ મતિ જ્ઞાનથી જે અર્થ જાણવામા આવ્યો હોય, તેના શબ્દનું જ્ઞાન શ્રુત જ્ઞાનથી થાય છે અને આ વિકલ્પમા બાકીની પ્રથમ ઈંદ્રિયોના મતિજ્ઞાન અને પછી શ્રુતજ્ઞાન પ્રવર્તે છે

૧ દાખના વરીકે—"ઘડો" એવો શબ્દ સાભળ્યો ત્યારે "મે ઘડો શબ્દ સાભળ્યો" એવો અપાય-નિશ્ચય અને ધારણા મતિજ્ઞાન થાય છે પરતુ પછી તરત જ મનના વ્યાપારની મદદથી "ઘડો શબ્દ મે જે સાભળ્યો, તેનો અર્થ-પેલુ બાજુમા પાણી ભરવાનું વાસણ પડયુ છે, તે છે આમા ઘડા શબ્દ ઉપરથી તેનો પદાર્થ ધ્યાનમા આવ્યો તે-શ્રુત જ્ઞાન થયુ

૨. દાખલો ૨ જો —

એવી જ રીતે—આખથી ફળ જોયુ, નક્કી કર્યું કે પદાર્થ તો છે, પરતુ ત્યા સુધી મતિજ્ઞાન આ "ફળ" કહેવાય, કે "કેરીનું ફળ કહેવાય" એવા શબ્દનું જોડાણ મનના વ્યાપારની મદદથી કરવુ, તે-શ્રુત જ્ઞાન થયુ

અહીં વસ્તુ ઉપરથી શબ્દનુ જોડાણ થયુ તે—વાચ્ય-પદાર્થના મતિજ્ઞાન ઉપરથી વાચકનું શ્રુત જ્ઞાન થયુ

અને પહેલા દષ્ટાતમા—વાચક એટલે શબ્દના શ્રોત્રેન્દ્રિય મતિ જ્ઞાન ઉપરથી ઘડા રૂપ વાચ્યનુ શ્રુત જ્ઞાન થયુ

આ પ્રમાણે—જાતે જરા શાત મનથી ઘણા દષ્ટાતો વિચારશો, તો "અમુક હદ સુધી મતિજ્ઞાન થયુ અને પછી શ્રુત જ્ઞાન થયુ" તે બન્નેયના સ્પષ્ટ ભેદો તમારી મેળે જ ઓળખી શકશો અનુભવ કરી શકશો

મતિજ્ઞાન થયા પછી તેની વિચારણા રૂપે શ્રુત જ્ઞાન પ્રવર્તે છે એટલે તે ત્રિકાળ વિષયક ગણાય છે અને મતિજ્ઞાન તો તત્કાળ પુરતુ જ છે-ઇંદ્રિયો અને વિષયોના સબધ કાળ પુરતુ જ લગભગ છે, માટે વર્તમાનકાળ પુરતુ છે અને શ્રુત જ્ઞાન તે પદાર્થના ત્રણેયકાળ પુરતુ છે

૧૧૧ ગણધરની અનતરતાના અર્થ બે સભવે છે —

૧ ગણધર પદવી ધારણ કરનારા શિવાયના તેમના સમાન કાળે વિદ્યમાન બીજા સર્વે શ્રમણ નિર્ગ્રંથો કે-જેઓ વિશુદ્ધ આગમવાળા હતા

૨ અથવા-ગણધર ભગવાન પછી તેમની પાટ પરપરા ઉપર જે જે આવ્યા, તે તે આચાર્ય ભગવતો અને તત્સમકાલિન બીજા પણ સમર્થ આચાર્યો એ સત્ર વિશુદ્ધ આગમવાળા

૧૧૨. વિશુદ્ધઆગમવાળા-એટલે હાલમા વિદ્યમાન અ ગબાહ્ય શ્રુતની રચના પણ પ્રામાણિક અને માન્ય ગણવાની છે કેમકે-એવા આગમના સર્વ શુદ્ધ જ્ઞાતાઓના બનાવેલા ગ્ર થો છે તે માન્ય કરવા લાયક છે

અને એવા જેના જેના ગ્ર થો માન્ય કરવા લાયક હતા, તેના જ આજ સુધી માન્ય ગણાતા આવ્યા છે માટે તેવા માન્ય થયેલા અ ગબાહ્ય શ્રુત ગ્ર થાની પ્રામાણિકતા-અપ્રામાણિકતા વિષે શ કા ઉઠાવવી એ એક જાતની બાલિશતા છે

"પૂર્વાચાર્યોના ગ્ર થો મૂળ આગમને અનુસરીને હશે, તેની શી ખાત્રી? તેમા આડુ અવળુ કેમ ન ઘુસી ગયુ હોય? આચાર્યોએ જેમ તેમ કેમ ન બનાવી મૂકયુ હોય?" આવી શ કાઓને સ્થાન નથી કેમ કે-તે ગ્ર થો બરાબર તપાસવાથી જ તે નિર્ણય થઈ જાય તેમ છે અને તેમા કાળ-ક્રમની જે કાઈ અસર થઈ હોય છે, તે બાબત પણ ચોકમાઈ કરી લેવામા આવેલી હોય છે એટલી પણ અશ્રદ્ધા રાખવાને પણ લેશ કારણ નથી કેમકે મૂળ ગ્ર થો રચનારા આચાર્યો તો વિશુદ્ધાગમ હતા

જૈન શાસ્ત્રો જગતમા નિ સ્વાર્થીપણે સર્વના ઉપકારી છે સહજ સહજ બાબતોથી તેના ઉપર સામાન્ય પ્રજાના મનમા શ કા અને અશ્રદ્ધા કેળવવાથી બાળ જીવો તેના મહાન્ લાભોથી વ ચિત થઈ જાય છે કાયમ શ કિત અને અશ્રદ્ધાળુ બને છે તે બિચારા પોતાની બુદ્ધિથી એ કાઈ નક્કી કરી શકતા નથી, પર તુ કેટલાક અર્ધ દગ્ધ લોકોની અતિશયોક્તિવાળી વાતોથી ભરમાયા હોય છે પછી, કાયમ માટે તેનું શ્રવણ-મનન પણ, દૂરથી છોડી દે છે આ મોટા ગેરલાભ થાય છે અન ત પુણ્યની રાશિથી જૈન કુટુબમા જન્મ મળ્યો હોય છે, અને તેથી ક ાચ અનાયાસે જિન વાણી સાભળવાનો પ્રસ ગ આવે, અને તેથી તેને લાભ થવાનો સભવ હોય, પણ પેલા દુર્વિદગ્ધોના વાકયોથી આગમોની પ્રામાણિકતા તરફ શ કિત થયેલા તે જીવો તેનાથી દૂર જ રહે છે

બીજી તરફ-મનુષ્ય સ્વભાવ કાઈ પણ સમજવા વિચારવા દોરાય જ છે, ત્યારે આજનું અપૂર્ણ, અસત્ય, ગ દુ, અવ્યવસ્થિત, સ્વાર્થમય સાહિત્ય તરફ દોરાય છે એ જિન વાણી સાભળવાનો વારસો તુટયા પછી એ માણસના સ તાનોમા ફરી એ વારસો શરૂ થાય કે કેમ? એ સશય આ સ્થિતિમા પ્રજા પેઢી દરપેઢી જિન વાણીથી વ ચિત થતી જાય. અને સ્વાર્થી પ્રજાઓની જાળને લીધે ઉપર જણાવેલુ આકર્ષકતા અને સરળતાવાળુ હલકુ સાહિત્ય વધતું જાય, તેમા પ્રજા ફસાતી જાય પરિણામે પવિત્ર જૈન સાહિત્યથી ભાવિ જૈન પ્રજાનો પણ મોટા ભાગ વ ચિત રહેતો જાય

કદાચ સરળતા અને આકર્ષકતા આ જૈન સાહિત્યમા આણીએ, તો તે પોતાની ભવ્યતાથી ઉતરતુ જાય, અને નમાલુ બનતુ જાય આ બીજી મુશ્કેલી છ તો

મૂળ આગમોને અને તેવા બીજા મૂળ ગ્રંથોને પોતાના મૂળ સ્વરૂપમા રહેવા દઈને બાકીના સાહિત્ય ઉપરથી આકર્ષક અને સરળતાવાળુ સાહિત્ય ઉત્પન્ન કરીયે, તો તે હાલમા કદાચ દર્શન શુદ્ધિનુ અંગ બની શકશે પરંતુ લેખકો હાનના હોવાને લીધે શુદ્ધ જૈન વિચારો તેમા આવવાનો સંભવ ઓછો છે તેમા બીજા વિચારોનુ મિશ્રણ થાય, તે પણ ખોટુ વળી આકર્ષક અને સરળ સાહિત્ય માત્ર આગમોથી વિમુખ થયેલા જૈનોને ખેંચવા પુરતુ જ હોવુ જોઇએ જૈનેતરોમા વ્યાપક બનાવવાની હીલચાલ ચાલી રહી છે, તે વળી બીજા જ મોટા નુકશાનને નોતરે છે કેમકે-ઇતરો જૈન સાહિત્ય તરફ ખેંચાઇને કોઈક અપવાદ શિવાય ખરા જૈનો થવાના નથી અને ખરા જૈનો ઢીલા પડતા જાય છે, તેની કોઇને પરવા નહીં એ બે નુકશાન જૈનશાસનને થાય માટે ઢીલા પડેલા જૈનોને સ્થિર કરવાનુ બને તો પણ વાસ્તવિક રીતે ઘણુ છે

૧૧૩ મહાવિષય-સામાયિક રૂપ વિષયના ચારેય અનુયોગથી, જુદા જુદા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને અનુસરીને નય અને પ્રમાણથી વ્યાખ્યાન કરવા જતા આખુ વિશ્વ-તત્ત્વ-જ્ઞાન ઉભુ થાય છે એટલે દ્વાદશાંગીમા આખા વિશ્વનુ તત્ત્વજ્ઞાન આવી જાય છે માટે તેનો વિષય ઘણો બહોળો છે

૧૧૪ સંક્ષેપમા વસ્તુનો સંગ્રહ કરવાની પ્રાચીન પ્રવચન ગુંથનારાઓની આ રીત છે, અર્થાત્ પૂર્વ વસ્તુઓ વિગેરે વિભાગો પણ ગ્રહણ-ધારણમા અનુકૂળતા માટે અર્થાધિકારને ઉદ્દેશીને પાડવામા આવેલ છે

૧૧૫ તે તે અર્થના કે શબ્દના મતિજ્ઞાન પછી-પશુ-પક્ષિઓ સ્ત્રીઓ-બાળકો વિગેરે સર્વને જે થાય છે, તે એક શ્રુત જ્ઞાન અને બીજુ-શ્રુત એટલે શાસ્ત્રોના અભ્યાસથી થાય છે, તે પણ શ્રુત જ્ઞાન આમ શ્રુત જ્ઞાનની વ્યાખ્યા બે રૂપે થાય છે તેમા જૈન શાસ્ત્રોને પણ શ્રુતજ્ઞાન કહેવામા આવેલ છે અને ઇતર શાસ્ત્રોને શ્રુતજ્ઞાન નહીં પણ શ્રુત અજ્ઞાન કહેવામા આવેલ છે જો કે તેની સૂક્ષ્મ વ્યાખ્યા તો એ છે કે-સમ્યગ્ દર્શનીનુ શાસ્ત્રજ્ઞાન તે શ્રુતજ્ઞાન-અને મિથ્યાદર્શનીનુ શાસ્ત્રજ્ઞાન, તે શ્રુત અજ્ઞાન-માટે જ્યા શ્રુતજ્ઞાન શબ્દ હોય, ત્યા મોટે ભાગે સમ્યગ્ દર્શનીનુ શ્રુતજ્ઞાન, એવો અર્થ સમજવો એ દૃષ્ટિથી શ્રુતજ્ઞાન બાજાના ઉપદેશને અધિન છે, અને મતિજ્ઞાન પૂર્વક જ તે થાય છે જો કે શબ્દો ઉપરથી અર્થોની ઓળખાણ અને અર્થો ઉપરથી શબ્દોની ઓળખાણના સંકેતોની પ્રામાણિકતા શાસ્ત્રોરૂપ શ્રુતજ્ઞાન નક્કી કરે છે, છતા-શ્રુત જ્ઞાન પરતંત્ર છે

જ્યારે મતિજ્ઞાનનો ઉપયોગ ઇન્દ્રિયો અને અર્થનો સંબંધ થયો કે તેજ વખતે પ્રવર્તે છે જેમ-મચમા વસ્તુનુ પ્રતિબિમ્બ તુરત પડે છે, તેમજ આત્મામા વસ્તુનુ પ્રતિબિમ્બ તુરત જ સીધુ પડે છે, માટે તે આત્માનો સ્વતંત્ર સ્વભાવ છે×

× મૂળ પારિણામિક ભાવરૂપ છે, આત્માનો શુ સ્વભાવ છે

૨૧

૧૧૬. અવધિ જ્ઞાનના ભેદો દર્શાવનારૂ સૂત્ર આપવાનો મુખ્ય હેતુ તો—જ્ઞાનના સામાન્ય [૧ ૯]સૂત્રમા ભેદો કહેવાની ગ્રથકારે પ્રતિજ્ઞા કરેલી છે તેથી દરેકના ભેદો તો કહે જ છે મતિજ્ઞાનના પર્યાય શબ્દો ખાસ સૂત્રમા એટલા માટે આપ્યા કે-એ શબ્દો લોકમા પ્રચલિત છે અને ઇન્દ્રિય-અનિંદ્રિયનિમિત્તપણુ તથા-અવગ્રહાદિકથી તેના ભેદો વર્ણવ્યા છે

શ્રુત જ્ઞાનના પણ બે બાર અનેક વિગેરે ભેદો પણ સૂત્રમા જ બતાવેલા છે આગળ-મન પર્યાયના ભેદો પણ સૂત્રમા જ બતાવેલા છે તેથી અવધિ જ્ઞાનના ભેદો બતાવવા માટેનું આ સૂત્ર પ્રાસગિક તો છે જ

પરતુ—ભવપ્રત્યયોઽવધિર્નારક-દેવાનામ્-એમ સૂત્ર હોત, અને અવધિ શબ્દની અનુવૃત્તિ આગળના સૂત્રમા જાત-એટલે ત્યા પણ એ અર્થ થઈ શકત કે-**યથોક્તનિમિત્ત ષડ્વિકલ્પ [અવધિ ] શેષાણામ્**-એ પ્રમાણે અર્થ થવાથી બે પ્રકારના અવધિ જ્ઞાન સમજાઇ જાત સાગશ કે-અવધિ શબ્દ તો લખવો પડત, પરતુ-**દ્વિવિધો** એ શબ્દોની જરૂર ન પડત અને એક જુદુ જ સૂત્ર કરવુ પડ્યુ છે, તે પણ કરવુ ન પડત એટલો વિશેષ સક્ષેપ થઇ શકત સક્ષેપપ્રિય આ આચાર્ય મહારાજએ શા માટે એક સૂત્ર વધારે રચ્યુ? આ પ્રશ્ન અહીં ખાસ થાય તેવો છે

તેનો ખુલાસો એ છે કે—પ્રથમ ૨૨ મા સૂત્રમા **અવધિ** શબ્દ મૂકયો હોત તો સૂત્ર ૨૩ મામા તેની અનુવૃત્તિ જઈ શકત તો ૨૨ મા સૂત્રમાથી માત્ર **અવધિ** શબ્દનીજ અનુવૃત્તિ લઇ જવી, તેનું શુ કારણ? જો કે-**યથોક્તનિમિત્ત** શબ્દ, **ભવ-પ્રત્યય** શબ્દને અને **શેષાણામ્** શબ્દ **નારક-દેવાનામ્** શબ્દો રોકી શકે છે માત્ર-અવધિ શબ્દ બાકી રહ્યો તેની અનુવૃત્તિ જઇ શકત

પરતુ **ષડ્વિકલ્પ** શબ્દથી વિદ્યાર્થીને સશય પડે તેથી મુખ્ય બે ભેદ છે અને બીજા મુખ્ય ભેદના છ પેટા ભેદો છે એમ સ્પષ્ટ સમજાવવા માટે મુખ્ય બે ભેદો માટે સ્વતત્ર સૂત્ર રચવામાં વધારે સરળતા છે **ભવ-યથોક્તનિમિત્તાવધિ** આખુ સૂત્ર હોત તો પણ ચાલી શકત પરતુ તે કોને કોને હોય? તે બતાવવા માટે—**નારકદેવ તિર્યગ્યોન મનુષ્યયો** એમ કરવુ પડત, અને બીજા ભેદના છ વિકલ્પો માટે જુદુ સૂત્ર કરવુ પડત

તેથી આ રચના બરાબર છે આ સૂત્ર પ્રાચિન પણ છે કારણ કે-આ સૂત્ર ઉપર સ્વોપજ્ઞ ભાષ્ય છે

૨૨

૧૧૭ આ સૂત્રની શરૂઆતમા કેટલાક ગ્રથમાં **તત્ર** શબ્દ છે, અને કેટલાકમા **તત્ર** શબ્દ નથી ટીકાકાર આચાર્ય મહારાજે લીધો છે ભાષ્યમા તેનો ઉલ્લેખ જણાતો નથી

૨૩

૧૧૮ **યથોક્તનિમિત્ત**—યથાઽઉક્ત નિમિત્ત યસ્ય 'જેનું નિમિત્ત જે પ્રકારે કહેવામા આવેલું છે, તે પ્રકારના નિમિત્તવાળુ અવધિજ્ઞાન છ ભેદોવાળુ દેવનારક સિવાયના જીવોને હોય છે,' એવો સૂત્રનો અર્થ થશે.

પરંતુ 'યથાઉક્ત નિમિત્ત એટલે કયું નિમિત્ત લેવું?'

ત્યારે આગળ ઉપર અધ્યાય ૨ જા ના પાયમા સૂત્રમાં ક્ષયોપશમ ભાવના ભેદો બતાવ્યા છે, તેમા જ્ઞાનના ૪ પ્રકાર બતાવ્યા છે તે ચારમા અવધિ જ્ઞાન પણ **ક્ષયોપગમથી** ઉત્પન્ન થાય છે એમ સમજાવેલ છે એટલે અહીં **'યથોક્ત નિમિત્ત'** એટલે **ક્ષયોપશમ નિમિત્તક** અવધિ જ્ઞાન' એમ સમજવુ

તો હવે અહીં પ્રશ્ન એ થાય છે કે—

ક્ષયોપશમ નિમિત્તથી ઉત્પન્ન થતા અવધિ જ્ઞાનની વાત તો આગળ ઉપર બીજા અધ્યાયમા આવશે અને અહીં કહે છે કે- **યથોકત**-ઉક્ત શબ્દનો **ભૂત કાળમા કહેવાયેલ** એવો અર્થ થાય છે તો ભૂતકાળમા એટલે કે અગાઉના સૂત્રોમા તો કોઈ પણ ઠેકાણે કઈ પણ કહેવામા આવેલ નથી તો પછી ઉકત શબ્દને બદલે **વક્ષ્યમાણ** એટલે ભવિષ્યમા કહેવાશે-એવો શબ્દ મૂકવો ઉચિત હતો

તેના જવાબમા એમજ કહી શકાય કે-એ સૂત્ર હવે પછી ભલે આવવાનું હોય, પરંતુ તે તો સૂત્ર અનુક્રમની અપેક્ષાએ છે વિષય પ્રતિપાદનની અપેક્ષાએ તો કહેવાઈ ગયેલુ જ સમજવાનુ છે કારણ કે-આ **ગ્રંથ ગોળમટોળ છે** એમ અમે પ્રથમ કહી ગયા છીએ કયો વિષય પહેલો કહેવો? અને કયો વિષય પછી કહેવો? એ ખાસ પ્રશ્ન રહે છે અને તેનો નિકાલ એ કર્યો છે કે-ગ્રંથના વિષયો તો કહેવાયેલા છે, માત્ર સૂત્રોનો અનુક્રમ સગવડ પૂરતો છે

૧૧૯ **પ્રશ્નાદેશક પુરુષ**—એટલે—જેમ કેટલાક નિમિત્ત શાસ્ત્ર જાણનારા, નિમિત્ત સાથે સબંધ ધરાવતા પ્રદેશમા રહીને જ નિમિત્તનું ફળ કહી શકે છે, ત્યાંથી બીજે જવુ પડે, તો નિમિત્તના સંજોગો બરાબર જોયા વિના જેમ તેનું ફળ કહી શકે નહી તેમ આ અનાનુગામિક અવધિ જ્ઞાનવાળા પણ જે ક્ષેત્ર આશ્રયિને તે ઉત્પન્ન થયુ હોય, તે સિવાયના બીજા પ્રદેશમા તે પ્રવર્તતું નથી

૧૨૦. **ઘટરક્તભાવવત્**—ઘડાની રતાશ ઘડાની સાથેજ રહે છે, ઘડાને ગમે ત્યા લઈ જઈએ તો પણ રતાશ તેની સાથેજ જાય

૧૨૧ અગ્નિ સળગતો હોય તેમા બળતણ નાખવાનુ બધ થાય એટલે તુરત અગ્નિ બુઝાઈ જાય છે તેમ હીયમાન અવધિજ્ઞાન ઉત્પન્ન થઈને ઘટી જાય છે

૧૨૨ અગ્નિ સળગાવીએ અને તુરત તેની આજુબાજુ સુકા પાદડા અને લાકડાં વિગેરે ગોઠવી દઈએ, અને એ ચિણગારીમાથી જેમ ધીમેધીમે ભડકો થાય છે, તેમ વર્ધમાનક અવધિ જ્ઞાન વધે છે

૧૨૩ ઊર્મિઓ એટલે સમુદ્રના તરંગો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે વળી ઉત્પન્ન થાય છે ને નાશ પામે છે તેજ પ્રમાણે અનવસ્થિત અવધિજ્ઞાન સમજવુ

૧૨૪ **અવસ્થિત** અવધિ જ્ઞાન કેવળ જ્ઞાન પામ્યા સિવાય જતું નથી અર્થાત્-આ જ્ઞાનનો એક પ્રકાર-પરમાવધિ જ્ઞાન થયા પછી અંતમુહૂર્તમા જ કેવળ જ્ઞાન ઉત્પન્ન થાય છે

અથવા આ અવધિજ્ઞાન સંપૂર્ણ જીદગી સુધી રહે કે અથવા જન્માન્તરમા પણ સાથે જાય છે જેમ પુરષ-સ્ત્રી નપુસકને તે તે જાતિ ચિહ્નો જન્મથી માડીને મરણ પર્યંત રહે છે અથવા ભવાન્તરમા ફરીથી પણ એજ ચિહ્નો પણ પ્રાય પ્રાપ્ત થાય છે તે પ્રમાણે આ અવધિ જ્ઞાન વિષે પણ સમજવાનું છે

૨૪

૧૨૫ ઘડાના સબધમા ઋજુમતિએ જે કાંઈ જાણ્યુ હોય છે, તે જ ઘડાના સબધમાં વધારે હકીકત અને વધારે સ્પષ્ટ વિપુલ મતિ જાણી શકે છે

૨૫

૧૨૬ ઋજુમતિ મન પર્યાય જ્ઞાન કોઈ કોઈ વખતે આવીને ચાલ્યુ પણ જાય છે, અને વિપુલમતિ મન પર્યાય જ્ઞાન ઉત્પન્ન થયા પછી કેવળ જ્ઞાન ઉત્પન્ન થયા સુધી જાય જ નહી

૨૬

૧૨૭ અવધિ જ્ઞાની જે રૂપિદ્રવ્યોને જાણે છે, તે રૂપિ દ્રવ્યો વિષે અઢી દ્વીપમા રહેલ સજ્ઞિપચિંદ્રિય જીવો જે વિચારો કરતા હોય, અને તે વિચારો વખતે મનો વર્ગણાના-વિચારાતી વસ્તુ અનુસારે-જે આકારો થાય, તે મન પર્યાય જ્ઞાની દેખે, અને તે ઉપરથી વિચારાતી વસ્તુનું પણ જ્ઞાન કરે અર્થાત્ અવધિ જ્ઞાની માત્ર મૂર્ત રૂપી વસ્તુજ જાણી શકે અને જો કે મનની વર્ગણા પણ દેખી શકે, પરતુ એ મનની વર્ગણા કઈ વસ્તુના વિચાર માટે ગોઠવાયેલી છે, તે ન જાણી શકે અને મન પર્યાય જ્ઞાની એજ વસ્તુ વિષે તથા મનોવર્ગણા વિષે વધારે સારી રીતે જ્ઞાન કરી શકે

૧૨૮ માનુષ ક્ષેત્રમા જ-એટલે કે તેથી વધારે નહી તેમજ ઓછુ પણ ન હોય અને અવધિ જ્ઞાનમા ક્ષેત્રની વિવિધતા હોય છે

૧૨૯. જ્ઞાનોના લક્ષણો અને ભેદો બતાવ્યા મતિ અને શ્રુતનો તફાવત-મતિ જ્ઞાન કારણ અને શ્રુત જ્ઞાન કાર્ય રૂપે છે એમ બતાવ્યો અવધિ અને મન પર્યાય જ્ઞાનના તફાવત પણ જણાવ્યા મતિશ્રુત તથા અવધિ મન પર્યાયમા તો ભેદ સ્પષ્ટ જ છે, કેમકે-પહેલા બે ઇંદ્રિય નિમિત્તક છે, પરોક્ષ પ્રમાણરૂપ છે ત્યારે પછીના બે સાક્ષાત્ આત્માથી થતા હોવાથી પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે એ ભેદ તો સૂચિત થઇ જ ગયેલ છે કેવળજ્ઞાન મોક્ષ તત્ત્વના વર્ણન પ્રસગે યોગ્ય પ્રસગ ઉપર હોવાથી ત્યાં કહેવાનુ છે, એટલે અહી ન કહ્યુ આ તત્ત્વાર્થકારની ખુબી

તેઓ એક પ્રસગ ઉપાડે ત્યા જેટલુ કહેવાનું હોય તે કહી નાખે, અને એજ વાત બીજે પ્રસગે કહેવામા વધારે ઉચિતતા હોય, તો અહીં પ્રસગ હોય છતા ન કહેતા બીજે જ કહે

જ્ઞાનના પ્રસગમા જ્ઞાનના વિષયો-જ્ઞેયોની મર્યાદા પણ આજ પ્રસગે કહી બતાવે છે પ્રમાણ સાથે પ્રમેય મર્યાદા પણ બતાવવી જોઇએ અને તેમા વિશેષતાઓ હોવાથી સૂત્રો મારફતજ તે પ્રમેય કે જ્ઞેય વિભાગ સમજાવે છે

૨૭

૧૩૦ નિબધ એટલે વિષય વ્યાપાર પ્રવૃત્તિ એવો અર્થ લઇ શકાશે

મતિશ્રુત જ્ઞાનની પ્રવૃત્તિ સર્વ દ્રવ્યો અને અસર્વ પર્યાયોમા હોય છે અર્થાત્-શ્રુતોપદેશની મદદથી એ બે જ્ઞાનવાળા સર્વ મૂળ દ્રવ્યોને દ્રવ્યાર્થિક દૃષ્ટિથી સમજી શકે છે પરતુ સર્વ પર્યાયો વડે તે દ્રવ્યોને તે જ્ઞાનો જાણી શકતા નથી, અર્થાત્–તે સર્વ દ્રવ્યોના કેટલાક પર્યાયો જાણે છે, અને કેટલાક પર્યાયો નથી પણ જાણતા માટે-સર્વ પર્યાયોએ કરીને એ દ્રવ્યોને તે બે જ્ઞાન જાણતા નથી

૧ મતિશ્રુત જ્ઞાની સર્વ દ્રવ્યોને જાણે છે
૨ એ સર્વ દ્રવ્યોને કેટલાક પર્યાયો સાથે જાણે છે
૩ પરતુ એ સર્વ દ્રવ્યોને સર્વ પર્યાયોની સાથે જાણતા નથી
૪ સર્વ પર્યાયો વિના દ્રવ્યોને જાણે છે, એટલે માત્ર દ્રવ્યોને સામાન્ય રીતે જાણે છે અને તેઓના કેટલાક પર્યાયો પણ જાણે છે

સૂત્રકારે દ્રવ્યો અને પર્યાયોને સર્વ અસર્વ શબ્દો મૂકીને તે બન્નેયનો ભેદથી સ્પષ્ટ નિર્દેશ કરી બતાવ્યો છે, અને ભાષ્યમા "સર્વ પર્યાયો વડે સર્વ દ્રવ્યને તે બે જ્ઞાન જાણતા નથી' એમ કહીને "પર્યાયો પણ એ દ્રવ્યનાજ લેવાના છે' એમ ત્રીજી વિભક્તિ વાપરીને દ્રવ્ય તથા પર્યાયોનો સ્પષ્ટ અભેદ નિર્દેશ પણ કર્યો છે આવી રીતે ભાષ્યમા અનેક ઝીણી ઝીણી ખુબી મૂકવામા આવે છે તેનો આ એક પૂરાવો છે સૂત્ર કરતાં ભાષ્યમા વ્યાખ્યાન જ જુદી વાકય રચનાથી કરવામા આવેલું છે વાકય રચના જુદી છતા વાત તો સૂત્રમાની જ કહેવાની છે છતા પ્રસગે સૂત્રમા કહેલ દ્રવ્ય-પર્યાયનો ભેદ ભાષ્યમાં પણ વ્યક્ત રૂપે રહેવા દઈ સાથે જ અભેદતા તરફ પણ અગુલિ નિર્દેશ કરી દે છે, અભ્યાસી ભૂલાવામા ન પડે માટે

૨૯

૧૩૧ અવધિ જ્ઞાની રૂપિ દ્રવ્યો એટલે પુદ્ગલ દ્રવ્યોને આત્માથી સાક્ષાત્ જાણી શકે પુદ્ગલ દ્રવ્યોમાં **મનોવર્ગણાના** દ્રવ્યો પણ સમાવેશ પામે છે, અને અવધિજ્ઞાની તે પણ જાણી શકે છે, પરતુ એ મનો વર્ગણાના દ્રવ્યો માત્ર જાણે ત્યારે મન પર્યાય જ્ઞાની તે મનોવર્ગણા-દ્રવ્યો કેવી રીતે પરિણત થયા છે ? તથા કયા વસ્તુનો વિચાર કરવામા ગોઠવાયા છે ? તથા તે જે વસ્તુના વિચાર માટે ગોઠવાયા છે, તે વસ્તુના સબધમા વિચાર કરનાર કેવી જાતનો વિચાર કરે છે ? તે વસ્તુના સબધમા શુ શુ વિચારે છે ? તે બધુ મનોવર્ગણાની ગોઠવણી ઉપરથી મનઃપર્યાય જ્ઞાની કહી શકે છે એટલે સર્વ પુદ્ગલ દ્રવ્યોની અપેક્ષાએ મનોવર્ગણાના દ્રવ્યો અનતમા ભાગમા છે, એટલે અવધિ જ્ઞાનના વિષય કરતા અનતમો ભાગ કહ્યો છે તથા સર્વ સજ્ઞિ પચેન્દ્રિયોને બદલે માત્ર અઢીદ્વીપમા આવેલા સજ્ઞિ પચેન્દ્રિયોનાજ મનોગતભાવ જાણે છે તેના સબધમા જો કે-અવધિ જ્ઞાની કરતા વધારે વિશેષતા પૂર્વક, સ્પષ્ટતા પૂર્વક, વિશુદ્ધિ પૂર્વક જાણે છે

૧૩૨ સર્વજ્ઞત્વનો સભવ શાસ્ત્રોમા આલકારિક ભાષામા વર્ણવાયેલો નથી પરતુ વિશ્વની સ્થિતિરૂપે વર્ણવાયેલ છે દરેક પ્રાણીની જ્ઞાન માત્રામા તારતમ્ય સર્વ માન્ય છે અને એ તારતમ્યતાને છેડા હોય છે એ કતરફનો છેડો તે જઘન્ય જ્ઞાન, તે માત્ર એક અક્ષરનો

અનતમો ભાગ જે નિગોદને પણ નિત્ય ઉઘાડો હોય છે, તે અને બીજો છેડો—તે કેવળ જ્ઞાન જેના કરતા ઉત્કૃષ્ટ બીજુ જ્ઞાન નથી અને કેવળજ્ઞાનના વિષયમા ન આવે તેવો કોઈ વિષય-જ્ઞેય બાકી રહેતુ નથી

જગતમાં ત્રણકાળના જેટલા જ્ઞેયો સભવી શકે, તે સર્વને જાણનાર તે કેવળ જ્ઞાન

૩૩. કેવળ જ્ઞાનના પર્યાય શબ્દોની સાર્થકતા નીચે પ્રમાણે સમજવી—

૧ **કેવળ**—એટલે એકલું એટલે કે-કેવળ જ્ઞાન વખતે બીજા જ્ઞાનો નથી હોતા

૨ **પરિપૂર્ણ**—જ્યારે ઉત્પન્ન થાય, ત્યારે એકી સાથે સપૂણ જ ઉત્પન્ન થાય છે, થોડુ થોડુ વધતું વધતું ઉત્પન્ન થતું નથી

૩ **સમગ્ર**—તમામ જ્ઞેયોને જાણે છે

૪ **અસાધારણ**—આવુ જ્ઞાન જગતમા બીજુ એકેય નથી

૫ **નિરપેક્ષ**—સ્વય પ્રકાશી હોવાથી જરા પણ બીજી મદદની તેને અપેક્ષા રહેતી નથી

૬ **વિશુદ્ધ**—તેને એક પણ કર્મ પરમાણુ-જ્ઞાનાવરણીય કર્મો આવરી શકતા નથી કેમકે-તમામનો ક્ષય થયા પછી જ તે ઉત્પન્ન થાય છે

૭ **સર્વભાવજ્ઞાપક**—જગતની સર્વ સ્થૂલ અને સૂક્ષ્મથી યે સૂક્ષ્મ હકીકત જણાવવાનુ સામર્થ્ય હોય તો તે કેવળજ્ઞાનમા જ છે

જો કે બધા પદાર્થો કેવળજ્ઞાનીથી શબ્દો મારફત બોલીને જણાવી શકાતા નથી પરતુ જો તે બોલી શકાય, તો કેવળજ્ઞાન થાકે તેમ નથી

૮ **લોકાલોક વિષય**—કેવળજ્ઞાની માત્ર લોકોને જ જાણે છે, એમ નહીં, પરતુ અલોક પણ તેના વિષયની મર્યાદા બહાર નથી જો લોક ને જાણે તો અલોક બાદ રહી જાય. પરતુ તેમ પણ નથી

૯ **અનતપર્યાય**—જ્ઞેય અનત હોવાથી કેવળ જ્ઞાનના પર્યાયો પણ અનત છે

## ૩૧

૧૩૪. પ્રથમ અજ્ઞાનાવસ્થામા હોય ત્યારે મિથ્યાત્વ યુક્ત જીવ હોય છે, પરતુ જ્યારે નિસર્ગ સમ્યક્ત્વ પામે છે, કે તુરત મતિ અજ્ઞાનને બદલે મતિ જ્ઞાન ગણાય છે અને તે વખતે હજુ જ્યા સુધી શ્રુતનો-શાસ્ત્રોનો અભ્યાસી ન થયેલ હોય, ત્યાં સુધી શ્રુત અભ્યાસ અનુસારી શ્રુત જ્ઞાન ન હોય એકલુ મતિજ્ઞાન હોય, તેમજ કેવળીને એક કેવળજ્ઞાન હોય અથવા જે જીવોને શાસ્ત્રાભ્યાસનો પ્રસગ પડચો નથી, તે મતિજ્ઞાન કે અજ્ઞાન એકલું હોય છે સાથે શ્રુતજ્ઞાન કે અજ્ઞાન હોતું નથી

૧૩૫ શ્રુત જ્ઞાનના અભ્યાસ સાથે મતિજ્ઞાન હોય, ત્યારે બે જ્ઞાન હોય.

૧૩૬. મતિશ્રુત અને અવધિ
અથવા મતિ, શ્રુત, અને મન પર્યાય

૧૩૭ મતિ, શ્રુત, અવધિ, અને મન પર્યાય,

૧૩૮. ૧ કેવળજ્ઞાની ભગવતોને બીજા જ્ઞાનો હોય, ૨ કેવળજ્ઞાની ભગવતોને બાકીના જ્ઞાનો ન હોય આ બે પ્રાચીન મતભેદ ચાલ્યા આવે છે

તેમા-પ્રથમનો મત બહુ પ્રચારમા નથી અને ૨ જો મત પ્રચારમા છે અને ગ્રથકાર પોતે પણ બીજા મતને મળતા જણાય છે એટલે કે-**૧ સમયાન્તરે** કેવળજ્ઞાન કેવળ દર્શનનો ઉપયોગ હોવાથી બાકીના ચાર જ્ઞાનોનો ઉપયોગ સભવે જ નહીં તથા ૨ ક્ષાયિક ભાવે કેવળજ્ઞાન હોય અને ક્ષાયોપશમિક ભાવે એ બાકીના ચાર જ્ઞાનો હોય છે ભાવ જુદા જુદા હોવાથી કેવળજ્ઞાનની વિદ્યમાનતામા બાકીના જ્ઞાનો ન હોઈ શકે એ બે દલીલો ભાષ્યમા મૂકવામા આવેલી છે

અહી કેવળજ્ઞાન અને કેવળ દર્શનના ઉપયોગની બાબતમાં—
ત્રણ મત ભેદ પ્રસિદ્ધ છે તે નીચે પ્રમાણે-

૧ સમયાન્તરે ઉપયોગ વાદી
૨ એક સમયે ઉપયોગ વાદી
૩ જ્ઞાન અને દર્શનને એક સ્વરૂપે માનનાર

તે મત કયા કયા આચાર્ય ભગવતોના છે ? તે **શ્રીમદ્ યશોવિજયજી મહારાજના** નીચેના શ્લોકમા બતાવેલ છે

मेदग्राहिव्यवहृतिनय संश्रितो मल्लवादी
पूज्या प्राय करणफलयो सीम्नि शुद्धर्जुसूत्रम् ।
मेदच्छेदो मुखमधिगत सग्रह सिद्धसेन—
स्तस्मादेते न खलु विषमा सूरिपक्षास्त्रयोऽपि ॥ १ ॥

**જ્ઞાનબિન્દુ**

૧ **શ્રી મલ્લવાદી**—ભેદ ગ્રાહી વ્યવહાર નયનો આશ્રય લે છે

૨ **પૂજ્ય શ્રી જીનભદ્ર ગણિક્ષમાશ્રમણ**—કરણ અને ફળની સીમામા શુદ્ધ ઋજુસૂત્ર નયનો આશ્રય લે છે

૩ **અને શ્રી સિદ્ધસેન દિવાકરજી**—અભેદ ગ્રાહી સગ્રહ નયની અપેક્ષા ધ્યાનમા લે છે

તેથી પ્રાચીન આચાર્યોના આ ત્રણેય મતો વિષમ નથી અર્થાત્ પરસ્પર વિરુદ્ધ નથી પરતુ એક બીજામા સહમત છે ॥ ૧ ॥

ત્યારે પૂર્વપક્ષના ખડન વિગેરે જે તેઓએ કરેલા છે, તેનુ તાત્પર્ય તો એટલુ જ માત્ર છે કે-પોતે જે નયની અપેક્ષાએ પોતાના મતનું સમર્થન કરતા હોય ત્યારે સામેના નયને પૂર્વપક્ષમાં મૂકીને ઉત્તર પક્ષમા પોતાના નયને મૂકીને અભિમત નિર્ણયની સિદ્ધિ કરે તો જ અભ્યાસીઓ આશય સ્પષ્ટ સમજી શકે—

પરતુ ખામા નયનું એકાંત ખડન કોઈ પણ આચાર્યને ઇષ્ટ હોતુ જ નથી માટે ત્રણેય મતો પરસ્પર વિરુદ્ધ નથી

આ ત્રણેય મતો જુદા જુદા નયોની અપેક્ષાએ કેવી રીતે સંગત છે ? તે **શ્રી ઉપાધ્યાયજી મહારાજે** પોતાના "[1]જ્ઞાનબિંદુ" નામના ગ્રંથમા સમજાવે છે

ભાષ્યમા પણ યુગપદ્ શબ્દ છે પરંતુ તેનો અર્થ-કેવળજ્ઞાન અને કેવળ દર્શન સર્વ પદાર્થના વિશેષ અને સામાન્ય ધર્મ એકી સાથે જાણી શકે તેવા છે, એવો કરેલ છે અને ઉપયોગ તો-**અનુસમય**-એટલે "એક એક સમય પછી" હોય છે એમ સમજાય છે

અથવા 'અનુસમય=દરેક સમયે ઉપયોગ બન્નેયનો હોય છે" એમ પણ કોઈ આચાર્ય **ભાષ્યનું વ્યાખ્યાન** કરે છે પરંતુ **આગમ-સૂત્રો** સાથે વિરોધ આવવાથી એ વ્યાખ્યાન ઈષ્ટ નથી એમ **ટીકાકાર આચાર્ય** મહારાજ જણાવે છે

**સંભિન્ન દર્શનસ્ય તુ**—એ વાક્ય રચનામાં તુ શબ્દ ઉપરના વાક્ય કરતા કંઈક ભિન્ન ક્રમ જણાવતો જણાય છે કેમકે આગના વાક્યમા ચાર જ્ઞાનમા પર્યાયથી-અનુક્રમે ઉપયોગ હોય, પણ-યુગપદ્-એક સાથે ન હોય. એમ કહીને તુ એટલે પરંતુ સંપૂર્ણ જ્ઞાન દર્શનવાળા કેવળિ ભગવંતોને યુગપદ્=એક સાથે સર્વ ભાવને જાણનાર ઇંદ્રિયાદિકની મદદ વિનાના પ્રવર્તતા કેવળ જ્ઞાન અને કેવળ દર્શનમા "અનુસમય" ઉપયોગ હોય છે અનુસમયનો દરેક-સમયે સમયે સમયે અનુ સમયે એવો અર્થ લેવાથી ભાષ્ય કેવળ દર્શન તથા કેવળ જ્ઞાનમા યુગપદ્ મતનું જણાઈ આવે છે

અને "યુગપદ્ ભાવગ્રાહક જ્ઞાન દર્શન ખરા પણ તેનો ઉપયોગ **અનુસમય** એટલે "એક એક સમય પછી" એવો અર્થ લઈએ,' તો ભાષ્યનું વ્યાખ્યાન ક્રમોપયોગવાદી જણાઈ આવે

આમાં **વિશેષ જ્ઞાનીઓ** જે નિર્ણય આપે તે ખરો માનવો

વળી તત્ત્વાર્થ સૂત્રકાર મહારાજાએ દર્શન વિષે જુદુ વ્યાખ્યાન સૂત્રોમા આપેલ નથી, માત્ર-ક્ષાયોપશમિક અને ક્ષાયિક ભાવના વર્ણનમાં જ્ઞાન અને દર્શનનું વર્ણન આવે છે આગળ ઉપર ૧૨ ઉપયોગમાં દર્શનનું વર્ણન સાથે સાથે આવે છે

તે ઉપરાંત-આઠ કર્મના વર્ણનમા દર્શનાવરણીય કર્મનું વર્ણન ૮ મા અધ્યાયમાં આવે છે અને દર્શનાવરણીય કર્મના આશ્રવોનું વર્ણન ૬ ઠ્ઠા અધ્યાયમા આવે છે અને તે જ્ઞાનની સાથે એકજ સૂત્રમા આશ્રવો પણ એકજ જાતના સરખેવના જણાવેલા છે તથા દશમા અધ્યાયના ૧૦-૪ સૂત્રમા કેવળી ભગવંતોને કેવળ દર્શન ગણાવેલુ છે, છતા જેમ જ્ઞાનનું વર્ણન પ્રથમ અધ્યાયમાં વિસ્તારથી કરેલું છે તેમ દર્શનની સમજુતી કોઈ પણ ઠેકાણે વિસ્તારથી આપી નથી. ૧-૧ મા આવેલુ દર્શન આ દર્શન કરતા જુદુ છે

---

૧ "શ્રીમદ્ યશોવિજયજી જૈન ગ્રંથ સંગ્રહ' જેવા નામનો ગ્રંથ, જૈન ધર્મ પ્રચારક સભા તરફથી બહાર પડે છે, તેમાં છપાયેલ છે

સારાંશ કે-જ્ઞાનના સામાન્ય વર્ણનમા તેનો સમાવેશ કરેલો જણાય છે તેથી સિદ્ધ એ થાય છે કે-પાચ જ્ઞાનના વર્ણનમા લબ્ધિ જ્ઞાન અને ઉપયોગ જ્ઞાનનું વર્ણન સમાય છે, અને ઉપયોગ જ્ઞાનમા અ યક્ત જ્ઞાન પ્રવૃત્તિ તે અવગ્રહેહા રૂપ-નિર્વિકલ્પ જ્ઞાન, તે દર્શનમા સમાય અને વ્યક્ત જ્ઞાન પ્રવૃત્તિ અપાય ધારણા સાવકલ્પ જ્ઞાનમા સમાય જેનો ઉપયોગ પ્રવર્તે, તે લબ્ધિ રૂપે પણ હોય જ

સવિકલ્પક અને નિર્વિકલ્પક એ બન્નેય વાસ્તવિક રીતે જ્ઞાન છે જ્ઞાન શક્તિ એટલી બધી વ્યાપક છે, અને વ્યવહારમા પણ તેના જુદા જુદા ઘણા પ્રકારો જણાય છે અને તે તે પ્રકારો વાર આવરણ કરનારા કર્મો પણ હોય છે પરતુ એ સર્વનું એકીકરણ કરીને બે જ્ઞાન પ્રકારને આવરણ કરનારા કર્મોને મુખ્યપણે બે પ્રકારમા વ્હેચી નાંખેલ છે તેમજ ચક્ષુથી દર્શન ક્રિયા વ્યવહાર-પ્રસિદ્ધ હોવાથી તેને સગત ક વા તથા બીજી રીતે અનેક નયોસાપેક્ષ એવા-જૈન શાસ્ત્રકારો દર્શનનું જુદુ વર્ણન કરે છે, તે પણ એટલુ જ સગત છે

ચક્ષુ દર્શન અને અચક્ષુ દર્શન જોકે ઇંદ્રિયો અને મનદ્વારા થના અવ્યક્ત મતિજ્ઞાનમા મમાઇ શકે

શ્રુત જ્ઞાનનું જુદુ દર્શન નથી કેમકે શ્રુતની પૂર્વે અવશ્ય ધારણા પર્યતનુ મતિ જ્ઞાન હોયજ છે અવધિ જ્ઞાનીને અવધિ દર્શન ગણ્યુ છે મન પર્યાય જ્ઞાનીને તો મનોદ્રવ્યોની વિશેષતા જ જાણવાની છે, એટલે તેને દર્શન નથી પરતુ કેવળ જ્ઞાની ભગવંતોને કેવળ દર્શન હોય છે કારણ કે-પદાર્થગત સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ એમ બે પ્રકારના ધર્મ હોય છે તે બન્નેયને ગ્રહણ કરનારા બે પ્રકારના ઉપયોગ ઉપરથી બે શક્તિ જુદી જુદી ગણીને એ બે-જ્ઞાન અને દર્શન ગણાવ્યા છે એટલે કોઇ આચાર્ય કેવળ જ્ઞાન અને કેવળ દર્શન બન્નેયને એક માને છે તેજ પ્રમાણે આ **તત્ત્વાર્થના ભાષ્યમા** નયના પ્રકરણમા પણ શબ્દ નયની અપેક્ષાએ માત્ર શ્રુત જ્ઞાન અને કેવળ જ્ઞાનને ગણાવેલા છે એટલે ભિન્ન ભિન્ન નયોની અપેક્ષાએ ભિન્ન ભિન્ન વ્યાખ્યાનોને ઉદ્દશીને સૂત્રના વ્યાખ્યાનો સગત હોય છે એવો **શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજનો** આશય બહુ જ વજનદાર જણાય છે

પ્રાચીનકાળથી આ કેવળદર્શન અને કેવળજ્ઞાનની અભિન્નતા સમયાન્તર અને યુગપદ્ ઉપયોગ વિગેરે વાદો છે પણ તેથી સર્વજ્ઞતામા બે મત સૂચવનારો પ્રાચીન વાદ જૈનોમા એકેય નથી જૈનોના સર્વ પક્ષો પ્રાચીનકાળથી આજ સુધી સર્વજ્ઞતાનો સ્વીકાર કરતા આવ્યા છે તેમા કોઇ પણ જાતનો મતભેદ છેજ નહી ઉપરના યુગપદ્ ઉપયોગ વાદ વિગેરે મતભેદોનો આશ્રય લઇને ' સર્વજ્ઞત્વ વિષેના મતભેદો પ્રાચીનકાળમા હતા " એમ કહેવુ એ એક જાતનુ જુઠાણુ છે

૧૩૯ ભઙ્ગ એટલે જ્ઞાન વિરુદ્ધ છે જ્ઞાન જેમા, તે-વિભઙ્ગ જ્ઞાન

૧૪૦ ભાષ્યનો આ ભાગ બરાબર સમજાતો નથી

૧૪૧ મતિ શ્રુત અને અવધિ ના વિપર્ય જણાવીને ત્રણ અજ્ઞાન, અપ્રામાણ જ્ઞાન અને અસમ્યગ્ જ્ઞાનનુ વર્ણન કરી બતા યુ છે અવિપર્યસ્ત એ ત્રણેય જ્ઞાનો અને મન પર્યાય તથા કેવળ જ્ઞાન એ જ્ઞાનો જ છે, પ્રમાણ જ્ઞાનો છે, અને સમ્યગ્ જ્ઞાનો છે, દર્શનની જ્ઞાન-અજ્ઞાનતા, પ્રમાણ-અપ્રમાણતા સમ્યગ્-અસમ્યગ્તાનુ વિવેચન કરેલું નથી

કેમકે-મિથ્યા દર્શનયુક્તનુ મતિ જ્ઞાન અજ્ઞાન છે માટે એના ચક્ષુ અચક્ષુ દર્શન પણ મિથ્યા રૂપ છે તેમજ અવધિ દર્શન પણ અને કેવળ દર્શન તો પ્રમાણ રૂપ જ છે

તો પછી જેમ-ચક્ષુ મતિજ્ઞાન, ચક્ષુ મતિઅજ્ઞાન, વિગેરે જે ગણાવ્યા છે, તેમ ચક્ષુ અચક્ષુ વિપરીત દર્શન વિગેરે કેમ ન ગણાવ્યા ? આ પ્રશ્ન થાય છે એ જુદા ગણાવવાથી કાઇ વિશેષતા નથી મતિ અજ્ઞાનમાં તેનો અતર્ભાવ કરી લેવાથી કાંઇ અડચણ આવતી નથી અથવા તો-દર્શન-એટલે અવ્યક્ત-સામાન્ય માત્ર વિષય ગ્રહણ રૂપ-જ્ઞાનમા એ બે પાડવાજ નકામા છે કેમકે-**શ્રી તત્ત્વાર્થકાર** પોતેજ ભાષ્યમા સમ્યગ્-અસમ્યગ્ એ વિચારણા અપાયથી જ શરૂ કરે છે, તે પહેલા એ ભેદ પાડતા નથી અર્થાત્ સમ્યક્ત્વીને અને મિથ્યાત્વીને દર્શન એકધારૂ થાય છે વિશેષતામા-જ્ઞાનમા ભેદ પડે છે દર્શનમા વિપરીત દર્શનના વ્યાખ્યાનની જરૂર પડતી નથી, માટે એ બતાવેલ નથી નિદ્રા વગેરે કર્મોની અસરને લીધે વિશેષ પ્રકારે નિદ્રા, નિદ્રા નિદ્રા વિગેરે જણાઈ આવતા દર્શન શક્તિના દબાણના પ્રકારો ઉપરથી દર્શનાવરણીય કર્મના જે પાચ ભેદો બતાવેલા છે, તે પાચ નિદ્રા નામના દર્શનાવરણીય કર્મના ક્ષયથી જે ગુણ પ્રગટ થાય, તે તો ચક્ષુ અચક્ષુ દર્શનમાં સમાઇ જાય ને છેવટે કેવળદર્શનમા સમાય છે અર્થાત્-નિદ્રાદિ ચક્ષુ અચક્ષુ ના વિશેષ આવરણો છે

૧૪૨ જ્ઞાન અજ્ઞાન સવિકલ્પક નિર્વિકલ્પ સાકાર અનાકાર ઉપયોગ લબ્ધિ પ્રમાણ અપ્રમાણ જ્ઞાન-દર્શન જીવનો સામા ય જ્ઞાનગુણ ચિત્શક્તિ સમ્યગ્જ્ઞાન અસમ્યગ્જ્ઞાન મિથ્યાજ્ઞાન અધિગમરૂપજ્ઞાન વિપરીત અધિગમરૂપઅજ્ઞાન વિગેરે પ્રકારો ગર્ભિત રીતે સૂચવવા પૂર્વક વિશ્વમા જ્ઞાન નામની શક્તિનું માગોપાગ વર્ણન કર્યું છે તે જ્ઞાનશક્તિ કેમા હોય ? તે બીજા અધ્યાયમા આવશે અહીં તો જ્ઞાનના વિષયોની મર્યાદા પરસ્પર તારતમ્ય જ્ઞાનોનુ સ્વામિત્વ એકી સાથે સ્વામિત્વ ઉપયોગ પ્રવૃત્તિ જ્ઞાનના સાધનો વિગેરે પણ સાથે સાથે વર્ણવ્યા છે

વ્યજનાવગ્રહથી ધારણા સુધીનુ મતિજ્ઞાન તથા તત્પૂર્વકનુ શ્રુતજ્ઞાન-ઉપયોગ રૂપ જ્ઞાન છે અને તે તે ઉપયોગ પ્રવર્તનની જ્ઞાન શક્તિ, તે-લબ્ધિરૂપ મતિ-શ્રુતજ્ઞાન

૧૪૩ ચારિત્ર નવમા અધ્યાયમા સવર અને નિર્જરા રૂપે વર્ણવવામા આવશે, તેથી તેનું વર્ણન અહીં શબ્દથી કરવામા નથી આવતું એટલે કે શબ્દથી ત્યા વર્ણવેલું છતા અર્થથી તો અહીં પણ વર્ણવાયેલું સમજવાનું જ છે માત્ર શબ્દથી નવમા અધ્યાયમા સગવડ-સક્ષેપ ખાતર વર્ણવાશે ટુકામા તો-પહેલાસૂત્રમાજ ચારિત્રની વિગતવાર વાચ્યતા ગ્રથકારને અભીષ્ટ છેજ અને તે ક્રમ પ્રમાણે અહીંપણ વર્ણવાયેલ છે પરતુ સાક્ષાત્ શબ્દોથી નવમા અધ્યાયમા વર્ણવાશે, એમ સમજવુ

૩૪

નયતત્ત્વ

૧૪૪ નયતત્ત્વ એ-ચેતનપ્રાણીમા રહેલા જ્ઞાનગુણનો એક પ્રકાર છે

અચેતન પદાર્થોમા નયતત્ત્વ નથી હોતું કેમકે-ચેતનતત્ત્વ જ જ્ઞાનગુણવડે વિશ્વના પદાર્થો જાણી શકે છે જો કે અચેતન વિષેના પણ જ્ઞાનો નયોરૂપ તો હોય છે

પોતાના જ્ઞાનગુણવડે એક ચેતન અમુક પદાર્થો જાણી શકે છે ત્યારે બીજો ચેતન પણ અમુક બીજા પદાર્થો જાણી શકે છે

વિશ્વમાં પદાર્થો અનંત છે અને તે તે પદાર્થો સાથે જોડાયલા તેના બીજા અનંત પર્યાયો હોય છે તે સર્વ જ્ઞેયો કહેવાય છે

જ્ઞાનગુણ આત્મામા એક છે પરંતુ જ્ઞેયો વિશ્વમા અનંત છે જ્ઞાનમાં અનંત જ્ઞેયોનું પ્રતિબિમ્બ પડે છે, તેથી એ રીતે જ્ઞાનને પણ અનંત કહી શકાય છે

આપણા અનુભવ પ્રમાણે જુદા જુદા જ્ઞાતાઓ અનેક જ્ઞેયોને જાણી શકે છે એટલે કે—

એક જ્ઞાતા જે જ્ઞેયોને જાણી શકે છે બીજો જ્ઞાતા તેજ પરંતુ તેમાંના કેટલાકને જાણે છે, તો કેટલાકને નથી પણ જાણતો ત્યારે વળી કેટલાક નવાઓને પણ તે જાણી શકતો હોય છે

અર્થાત્ જુદા જુદા જ્ઞાતાઓ મળીને ઘણા જ્ઞેયો જાણી શકે છે

તથા કેટલાક જ્ઞાતાઓ એવા જોવામા આવે છે, કે-જે પચ્ચીસ પચ્ચાસજ જ્ઞેયો જાણે છે, ત્યારે કેટલાક હજાર બે હજાર, ત્યારે કોઈક એકજ જ્ઞાતા લાખો કરોડો જ્ઞેયો પણ જાણી શકે છે

એમ કરતા કેટલાક એવા પણ જ્ઞાતાઓ હોય છે, કે-જેમનો એકજ જ્ઞાતા જગતના સઘળા જ્ઞેયોને જાણી શકે છે

જ્ઞાતાઓ જ્ઞેયોને જાણે છે, તે જ્ઞેયો જાણવાની રીતો, સાધનો ઉદ્દેશો, જુદા જુદા હોય છે જાણનાર, તેના સાધનો, તેની જ્ઞાનશક્તિની ખીલવટ તથા જ્ઞેયો જ્ઞેયોના પ્રકારો, જ્ઞેયોના વિવિધ સંજોગો વિગેરેને લીધે જ્ઞેયો જાણવાની રીતો, સાધનો, ઉદ્દેશો વિગેરેના અનેક જુદાજુદા પ્રકારો પડે છે

જ્ઞેયો-ગુણરૂપ પર્યાયરૂપ, દ્રવ્યરૂપ, ધ્રુવરૂપ, વિનાશરૂપ, ઉત્પત્તિરૂપ સત્‌રૂપ, અસત્‌રૂપ, નિત્ય, અનિત્ય, એક, અનેક, ભિન્ન અભિન્ન, અસ્તિસ્વરૂપે, નાસ્તિ સ્વરૂપે, ચેતન અચેતન મૂર્ત, અમૂર્ત, સામાન્યરૂપ વિશેષરૂપ, કાળરૂપ, ક્ષેત્રરૂપ ભાવરૂપ, એમ અનેક પ્રકારે હોય છે તેથી તે જાણવાના પ્રકારો, સાધનો, ઉદ્દેશો, પણ અનેક જુદા જુદા હોય છે

જ્ઞાતા કોઈ વખતે કોઈપણ પદાર્થને કે તેના કોઈપણ અંશને, બધી બાજુથી સંપૂર્ણ અથવા અમુક કોઈ એક બાબત પુરતું પણ સ્પષ્ટ-ચોક્કસ રૂપમા સમજી લેવા માગે છે ત્યારે એ રીતે તેને જે જ્ઞાન થાય છે, તે, તે પદાર્થનું જ્ઞાન કરવાનો પ્રમાણ" નામનો પ્રકાર છે જો કે-તે પણ જ્ઞાનગુણનોજ એક જાતનો પ્રકાર છે અને તે પણ ચેતન તત્ત્વમા રહે છે

જ્યારે કોઈ જ્ઞાતા અથવા અમુક એક જ્ઞાતા, કોઈ વખત, અમુક કોઈ પદાર્થને

કે તેના કોઈ અંશને, અમુક કોઈ એમદ બે બાજુથી, કે અમુક કોઈ એકાદ બે સાધનોથી, કે અમુક કોઇ એમદ બે ઉદ્દેશથી, જાણના ઇચ્છનો હોય, ત્યારે જે જ્ઞાન પ્રકાર પ્રવર્તે, તે જ્ઞાન પ્રકાર તે **નયતત્ત્વ** છે

આપણા અનુભવમા પણ આવા નાન પ્રકારો કાયમ આવે છે

**દાખલા તરીકે**—એક માણસને બીજો એક માણસ મામો કહીને બોલાવે છે ત્યારે શુ તે માણસ મામો જ છે? વાસ્તવિક રીતે એ માણસ વિષે આપણે પુરૂ જ્ઞાન કરવા બેસીએ, તો આપણે કબુલ કરવુ પડશે કે–આપણી કેટલીએ જીદગીઓ પસાર થઈ જાય તોપણ તેનુ સપૂર્ણ–એટલે કે એ માણસ વિષે રહેજ પણ જાણવા જેવુ બાકી ન રહેલુ હોય તેવી રીતે–સપૂર્ણ જ્ઞાન ન કરી શકીએ છતા ભાણેજ તેને મામો કહે છે, ભત્રીજો તો તેને કાકો કહે છે, મામો ભાણેજ કહે છે, કાકો ભત્રીજો કહે છે, બાપ દીકરો કહે છે, દીકરો બાપ કહે છે, રાજા પ્રજાજન કહે છે, પ્રજાજન રાજા કહે છે, દેણદાર લેણીયાત કહે છે લેણીયાત દેણદાર કહે છે, ધણી નોકર કહે છે, નોકર શેઠ કહે છે, બૈરી પતિ કહે છે, બ્હેન ભાઈ કહે છે, દીકરો બાપ કહે છે ગરીબ પૈસાદાર કહે છે, પૈસાદાર ગરીબ કહે છે આમ એકજ માણસ સબધી જુદા જુદા જ્ઞાતાઓ જુદા જુદા પ્રયોજનને ઉદ્દેશીને, તેમજ જુદા જુદા જ્ઞાન સાધનોથી જુદા જુદા જ્ઞાન પ્રકારોથી જુદી જુદી અનેક રીતે તેને જાણે છે, ને બોલાવે છે તે દરેકને ખોટા તો કહી શકાય તેમ નથી

સારાશ કે–જ્ઞેયોના અનેક ધર્મોને જુદી જુદી અનેક રીતે જાણવાની વ્યવસ્થા સમજાવનાર શાસ્ત્ર, તે **નયશાસ્ત્ર**

જ્ઞેયોના જુદા જુદા અનેક ધર્મોને અનેક અભિપ્રાયો પૂર્વક જાણવાની વ્યવસ્થા સમજાવનાર શાસ્ત્ર તે **નયશાસ્ત્ર** જ્ઞેયોના જુદા જુદા અનેક ધર્મોના એકીકરણ કે પૃથક્કરણ પૂર્વક જ્ઞાન કરવાના જુદા જુદા પ્રકારોથી જાણવાની વ્યવસ્થા સમજાવનાર શાસ્ત્ર તે **નયશાસ્ત્ર** જ્ઞાતાઓના જ્ઞાન કરવાના જુદા જુદા ઉદ્દેશોની વ્યવસ્થા સમજાવનાર શાસ્ત્ર તે **નયશાસ્ત્ર** વિશ્વ અને તેની વિસ્તૃત ઘટનાના ભેદ અભેદ સબધ વિગેરે વિશ્વ ઘટનાને અનેક રીતે વ્યવસ્થિત સમજાવનાર શાસ્ત્ર તે **નયશાસ્ત્ર**

જેટલા કારણોથી જ્ઞાતાના અભિપ્રાય ભેદો, ઉદ્દેશ ભેદો, જ્ઞેય ભેદો, જ્ઞાનપ્રકાર ભેદો, જ્ઞાન સાધન ભેદો, જ્ઞાન પદ્ધતિ ભેદો, પડે, તે બધા નયના પ્રકારો સમજવા

આ રીતે જોતાં નયોની સખ્યાનો પાર રહેતો નથી, આમ જ્ઞાતા ભેદે, જ્ઞેય ભેદે, ઉદ્દેશ ભેદે, અભિપ્રાય ભેદે, જ્ઞાન પ્રકાર ભેદે, જ્ઞાન સાધન ભેદે, જ્ઞાન કરવાની પદ્ધતિ ભેદે નયોના અનેક પ્રકાર પડી જાય છે તેથી નયો અસખ્ય થાય છે **जावइया वयण-पहा तावइया नयवाया** "જેટલા વચન પથો–વચનમાર્ગો છે, તેટલા નયવાદો છે" તે સર્વ નયપ્રકારોનુ એકીકરણ કરીને નીચેના સાત નયોમા સમગ્ર નયતત્ત્વના શાસ્ત્રના મૂળતત્ત્વો સમજાવ્યા જણાય છે

અર્થાત્ એ સાતેય નયોનો વિચાર પણ અનેક દૃષ્ટિબિંદુઓથી કરવાનો હોય છે કેમકે—

નયો નીચેની રીતે વિચારવાના હોય છે

તે વિગેરે કારણોથી નયોના એક પ્રમારના જ અનુગત લક્ષણો કરવા મુશ્કેલ પડે તેમ છે છતા નયના સકળ દષ્ટિબિંદુઓમા આ સાતે ય મૂળ નયો વ્યાપકપણે પરોવાયેના જોવામાં આવે છે નયોના પ્રણેતાની બુદ્ધિ ા જ્ઞાનશક્તિનો આ અજબ નમુનો છે

દાખના તરીકે—

વિશ્વ નિરૂપણ સમજવાના જિજ્ઞાસુઓમા-સામા ય મધ્યમ ઉત્કૃષ્ટ પાત્રો હોય છે માટે વિશ્વનું નિરુપણ અનેક રીતે કરવામાં આવે છે, તે અનેક રીતો તે જુદી જુદી નય દષ્ટિઓ છે

વિશ્વનું નિરૂપણ—
સામાન્ય-વિશેષાત્મક જગત્
દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ-રૂપ જગત્
નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવ રૂપ જગત્
ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય રૂપ જગત્
શબ્દ-અર્થ રૂપ જગત્
દ્રવ્ય-ગુણ-પર્યાયરૂપ જગત્
સ્થૂળ પર્યાય-સૂક્ષ્મ પર્યાય રૂપ જગત્
ત્રણ કાળમય જગત્
નવ તત્ત્વમય જગત્
છ દ્રવ્યોમય જગત્
જ્ઞેય-જ્ઞાનાકારમય જગત્
લોકાલોકરૂપ જગત્

આમ એકજ જગત્નું નિરૂપણ અનેક પ્રકારના દષ્ટિબિંદુઓ [નયો]થી કરવામા આવે છે અને તે દરેકે દરેક પ્રકારમા પણ સાતેય નયો પરોવાઇને પોતપોતાની મર્યાદા પ્રમાણે નિરૂપણ કરે છે

જુદા જુદા પ્રમાણોથી જાણનારાના-જુદા જુદા પ્રમાણો કે જ્ઞાન કરવાના સાધનોમા પણ નયો પોતપોતાની મર્યાદા પ્રમાણે પરોવાઇને નિરૂપણ કરી બનાવશે

ભાણેજ કહેનારના અને એજ માણસને ભત્રીજો કહેનારના અભિપ્રાયો જુદા જુદા હોવાથી, એકજ પદાર્થ વિષે જુદા જુદા અભિપ્રાયો ધરાવનારાઓના કુલ જેટલા અભિપ્રાયો હશે તે દરેક અભિપ્રાયમા એ સાતેય નયો પરોવાઇને પોત પોતાની મર્યાદા પ્રમાણે નિરૂપણ કરી બનાવે છે આવુ ગહન નયતત્ત્વ છે

સારાશ કે—

એક વિસ્તૃત કાગળમાં નવ આડી લીટીઓ કરવી ખાના આઠ થશે તેમાથી ઉપરનું એક ખાનું છોડીને તે દરેકની શરૂઆતમા નીચે નીચે સાત નયોના નામ લખવા, તે દરેકની બાજુમાજ આવે એવી એ ઉભી લીટી દોરી દેવી પછી પહેલા ખાનામા જે ઉભી લીટીનો ભાગ આવેલો છે, તેની બાજુથી ઉપરના પહેલાજ ખાનામા ૫ દાર્થોની સ્થિતિઓ અભિપ્રાય ભેદો નિક્ષેપ ભેદો, ઉદ્દેશ ભેદો, જ્ઞાન સાધનો, જ્ઞાન પ્રકારો બધા લખી ભરાયા બાંધ્યે જાઓ, અને તે દરેકને ઉભી લીટીઓ દોરીને જુદા પાડો નયોની

સામે અનેક ખાલી ખાના પડશે તેમા નયતત્ત્વનો વિચાર કરી કરીને તે ભરવા માંડો, સમજ ન પડે તે ખાલી નાખો, અગાઉ સમજ પડે તે ભરો

દાખલા તરીકે-એ ખાનાઓમા નીચેની વિગતો કોઇ કોઇ ઠેકાણે તમને જોવામા આવશે

પ્રથમ સાત નયના નામ મોઢે કરી લો, ને પછી નીચે વાચો

**૧ નૈગમ ૨ સંગ્રહ ૩ વ્યવહાર ૪ ઋજુસૂત્ર ૫ સાંપ્રત શબ્દ ૬ સમભિરૂઢ શબ્દ અને એવભૂત શબ્દ**

૧

૧ સગ્રહ સુધીના સામાન્ય ધર્મ ગ્રાહી છે એમ જણાશે
૨ બાકીના વિશેષ ધર્મ ગ્રાહી છે " "

૨

૧ વ્યવહાર સુધીના ત્રણેય કાળ ગ્રાહી છે " "
૨ બાકીના વર્તમાન કાળગ્રાહી છે " "

૩

૧ ઋજુસૂત્ર સુધીના અર્થગ્રાહી છે " "
૨ બાકીના શબ્દ ગ્રાહી છે " "

૪

૧ ઋજુસૂત્ર સુધીના ચારેય નિક્ષેપ ગ્રાહી છે " "
૨ બાકીના ભાવ અથવા કોઈપણ એક નિક્ષેપ ગ્રાહી છે એમ જણાશે

૫

૧ વ્યવહાર સુધી દ્રવ્યગ્રાહી છે એમ જણાશે
૨ બાકીના પર્યાય ગ્રાહી છે " "

અથવા

૧ ઋજુસૂત્ર સુધીના દ્રવ્યગ્રાહી છે " " } મતાતરે
૨ બાકીના પર્યાય ગ્રાહી છે " " }

૬

૧ સગ્રહ સુધીના એક વચન ગ્રાહી છે " "
૨ બાકીના દ્વિવચન બહુવચન પણ ગ્રાહી છે " "

૭

૧ એવભૂત સાક્ષાત્ ક્રિયાકાળ ગ્રાહી છે " "
૨ બાકીના અસાક્ષાત્ ક્રિયાકાળ પણ ગ્રાહી છે " "

૮

૧ કેટલાક જ્ઞાન ગ્રાહી છે " "
૨ કેટલાક ક્રિયાગ્રાહી છે " "

૯

| | |
|---|---|
| ૧ કેટલાક સ્થૂળ ગ્રાહી છે | એમ જણાવે |
| ૨ કેટનાક સૂક્ષ્મ ગ્રાહી છે | " , |

૧૦

| | |
|---|---|
| ૧ કેટનાક જ્ઞાન ગ્રાહી છે | " |
| ૨ કેટલાક જ્ઞાન અજ્ઞાન બન્નેય ગ્રાહી છે | " " |

૧૧

| | |
|---|---|
| ૧ કેટનાક પાચે ય જ્ઞાન ગ્રાહી છે | " , |
| ૨ કેટલાક બે જ્ઞાન ગ્રાહી છે | " , |

૧૨

| | |
|---|---|
| ૧ કેટલાક સ્થૂળ ક્ષેત્રગ્રાહી છે | " " |
| ૨ કેટનાક સૂક્ષ્મ ક્ષેત્રગ્રાહી છે | " " |

એજ પ્રમાણે એક ગ્રાહી, અનેક ગ્રાહી, સ્થૂળ કાળગ્રાહી, સૂક્ષ્મકાળ ગ્રાહી ભિન્ન ગ્રાહી, અભિન્ન ગ્રાહી વિગેરે

ઉપર મુખ્ય મુખ્ય બે ભેદો આપ્યા છે, પણ સાત પ્રમાણે પેટા ભેદો પડે છે, તે સમજી લેવાના રહેશે

આ પ્રમાણે નયતત્ત્વ ઘણુંજ વિચિત્ર છતા વ્યવસ્થિત છે મહા જ્ઞાનીઓ સિવાય તેનો ચોક્કસ ઉકેલ કરી શકાય તેમ નથી માટે જ પૂર્વે થઈ ગયેલા **યુગપ્રધાન આચાર્ય મહારાજા શ્રી આર્યરક્ષિતસૂરીશ્વરજીએ** સ્વતંત્રપણે નયો ઉતારવાની મનાઈ કરી છે અને એમ ફરમાવ્યુ છે કે 'મહાબુદ્ધિ નિધાન આચાર્ય તેવાજ શિષ્યને કવચિત્ ઉતારી બતાવે, તો વાધો નથી તે સિવાય-આગમો વિગેરેમા પૂર્વના આચાર્યોએ જે જે નય ઉતારીને જે જે હકીકત કહી હોય, તે તે પ્રમાણે જ સમજવુ તે સિવાય નયો ઉતારવા નહીં"

વળી જગત્મા જેટલા શબ્દો છે, તેનું વર્ગીકરણ કરીશુ તો તેમાના કેટલાક શબ્દો નૈગમ નય સમજાવતા હશે ત્યારે કેટલાક સગ્રહ નય સમજાવતા હશે. એમ બીજા દરેક નયોના વિષયો પ્રતિપાદન કરનાર શબ્દોના વર્ગો માલૂમ પડશે જગત્મા વપરાતા તમામ વાક્યો વિષે પણ એમ વર્ગો થઇ શકે તેમ છે અને તે દરેક લગભગ નયની સાતની સખ્યામા ગોઠવાય

દાખલા તરીકે—

શહેર ઘડા તારા—વિગેરે સગ્રહ નય જણાવે છે કેમકે અનેક શહેરોનો **શહેર** શબ્દ સગ્રહ કરે છે તથા દૂરથી મકાનોનો સમૂહ જોઇ અજાણ્યો માણસ બીજા માણસને પૂછે કે-" પેલુ સામે શુ દેખાય છે ?" ત્યારે તેને કહેવામાં આવે કે-" એ તો શહેર છે ?' અહીં **શહેર** શબ્દ અમુક એક સામે દેખાતા શહેર વિશેષના અર્થમાં વપરાયેલ છે

પરતુ સમૂહ કે વિશેષની વિવક્ષાવિના **શહેર** શબ્દનો ઉપયોગ કરવામા આવે, ત્યારે કે શહેરનુ ચિત્ર હોય કે શહેર બધાતુ હોય અને તેને માટે જમીન તૈયાર થતી હોય, ત્યારે કોઇ પૂછે કે-" અહીં શુ કરો છો ?" ત્યારે જવાબ મળે કે-' શહેર બાધીએ છીએ ' એ વિગેરે વખતે **નૈગમનયનો** અભિપ્રાય છે

અમદાવાદ, મોરીપો, તાવણ, ધ્રુવ,—વિગેરે વિશેષનાજ સૂચક શબ્દો છે જે વ્યવહાર નયને સૂચવનાર થાય છે

શેણીયાત, દેખીયાત, ન્યાયાધીશ, દિલ્હીશ્વર, પચકલુ વિગેરે માત્ર વર્તમાન કાળ પૂરતાજ શબ્દો વપરાય છે અને તે ઋજુસૂત્રનો અભિપ્રાય પ્રગટ કરે છે ન્યાયાધીશની પદવી મળ્યા પહેલા કે–તે પદવી ખુચવી લીધા પછી, તે ન્યાયાધીશ કહી શકાતો નથી તેમજ ગાદીએ બેઠા પહેલા કે પદભ્રષ્ટ કર્યા પછી તે દીલ્હીશ્વર કહી શકાતો નથી એની સખ્યા ઓછી કે વધતી થાય, ત્યારે તે પચકલુ કહી શકાતું નથી લેણુ દેણ પતાપછી દેણીયાત લેણીયાત કોઇ કહેવાતું નથી

દાર એટલે એક સ્ત્રી છતા તે શબ્દ નરજાતિમા અને બહુવચનમાજ વપરાય છે પ્રાણ શબ્દ બહુવચનમાજ વપરાય છે વિગેરે સામ્પ્રત શબ્દ નયનો લગભગ સ્વતન્ત્ર અભિપ્રાય પ્રગટ કરે છે

ડિમ્ભ, શિશુ, બાળક, પોગડ, કિશોર, વિગેરે બાળકવાચી શબ્દો પણ પોતપોતાના જુદા જુદા અર્થો સમજાવે છે થોડા દહાડાનું જન્મેલુ, ગભરુ, રમતીયાળ, મસ્તીખોર, જુવાની આવ્યા પહેલાનો બાળક એમ જુદા જુદા અર્થો સમજાય છે

અથવા મન, ચિત્ત, અતકરણ, વિગેરે સામાન્ય રીતે મનના વાચક શબ્દો છે પરતુ મનન કરવાના કામ ઉપરથી મન, ચેતવાના સ્વભાવ ઉપરથી ચિત્ત, નૈયાયિક પ્રત્યક્ષ પ્રમાણમા ઇંદ્રિયોદ્વારા જે વસ્તુઓ જણાય છે,–તેમા જણાયેલી વસ્તુ પ્રમેય, વસ્તુનુ જ્ઞાન તે પ્રત્યક્ષપ્રમા છે અને જેનાથી એ પ્રત્યક્ષપ્રમા ઉત્પન્ન થાય–ને ઉત્પન્ન થવાનું જે ખાસ સાધન–ઈંદ્રિયો, તેને પ્રમાના કરણ પ્રત્યક્ષ–પ્રમાણ છે હવે ચક્ષુ વિગેરે બાહ્ય ઇંદ્રિયોને બાહ્ય કરણ કહેવામા આવે છે, ત્યારે મનને અતઃ એટલે અંદરનું કરણ એટલે અતઃકરણ કહેવામા આવેલ છે આ અતઃકરણ એવુ મનનું નામ આમ પ્રમાણશાસ્ત્રની દષ્ટિથી નક્કી કરવામા આવેલુ છે છતા વ્યવહારમા આપણે તેને મનનો પર્યાય શબ્દ ગણીએ છીએ પરતુ વસ્તુત પ્રમાના અદરના કરણ તરિકે હોવાથી તેનુ નામ એ પડેલુ છે આમ વ્યુત્પત્તિ ભેદે અર્થ ભેદ સમજાવનારા શબ્દો સમભિરૂઢ નયનો અભિપ્રાય પ્રગટ કરે છે

એવીજ રીતે વરરાજા રજસ્વલા વિગેરે શબ્દોનો વપરાશ પણ વરરાજા પરણવા વખતની આજુબાજુમાજ કહેવાય છે, પછીક પહેલા હોઇ તેને વરરાજા કહેતું નથી તેજ પ્રમાણે રજસ્વલા સ્ત્રી જ્યારે રજસ્વલા હોય, ત્યારેજ તેને રજસ્વલા કહીને બોલાવાય છે પછી કે પહેલા તેને કોઇ રજસ્વલા કહેતું નથી એજ પ્રમાણે ગર્ભિણી વિષે સમજવુ આ લગભગ એવભૂતનયનો અભિપ્રાય પ્રગટ કરનારા શબ્દો જણાય છે જગતમા જેટલા શબ્દો અને વાકયોનો પ્રયોગ એક કે અનેક વસ્તુઓ માટે થાય છે તે દરેકનું આ રીતે વર્ગીકરણ કરી શકાશે એ શબ્દોનું એ રીતે જગતમા અસ્તિત્વ, એજ નયતત્ત્વના અસ્તિત્વને સાબિત કરે છે, નહીતર તેમ હોવાનુ બીજુ શુ કારણ?

ઉપર મામાના દૃષ્ટાંતમા સગપણના અભિપ્રાય ભેદે નય ભેદો બતાવેલ છે તથા 'ઘડો" ઉપર જુદી જુદી દૃષ્ટિઓથી શુ શુ સમજાય છે? તેમજ ઘડાના ઉપયોગમા કેવા 'વા ઉદ્દેશ ભેદો હોય છે? તેનો કઇક વિચાર સમજવા જેવો છે

"ઘડો છે' આ વાક્યનો શો અર્થ કરવો?

"ઘટનામનુ દ્રવ્ય અસ્તિત્વ ધર્મયુક્ત છે" અર્થાત્-તેમા અસ્તિત્વ-વિદ્યમાનતાયુક્ત દ્રવ્ય છે' એવો અર્થ સમજાય છે

એ બે દ્રવ્યના ધર્મો થયા એક ઘટત્વ, અને બીજો અસ્તિત્વ

ઘડો દ્રવ્ય તો માટી રૂપ છે, અને માટીનુ પણ મૂળ કારણ તો પરમાણુઓનો સમૂહ છે અર્થાત્-ઘડો તે પરમાણુ રૂપ છે પરમાણુઓ મૂળ દ્રવ્ય છે પરતુ તેનુ ઘડા તરીકેનુ સ્વરૂપ પર્યાય છે પરમાણુ તરીકેનુ અસ્તિત્વ ત્રણુકાળનુ છે અને ઘડા તરીકેનુ અસ્તિત્વ, સૂક્ષ્મ રીતે પણ નજીકના ત્રણેય કાળનુ છે, અને સ્થૂળરૂપે વર્તમાનકાળ પુરતું છે એક સમયના વર્તમાન કાળમા પણ, ગર્ભિત રીતે ભૂત અને ભવિષ્યકાળ ગોઠવાયેલા છે પરમાણુઓનો ઘટરૂપે ઉત્પાદ પર્યાય છે અને માટી રૂપે નાશપર્યાય છે અથવા ઘટમાથી પણ જુના પરમાણુઓ છુટા પડે છે, તે રૂપે નાશ થાય છે તેજ વખતે તેમા નવા પરમાણુઓ ભળે છે, તે રૂપે ઉત્પાદ થાય છે

આ રીતે-એ વસ્તુને ઘડોજ કેમ કહેવો? માટી કેમ ન કહેવી? પરમાણુ-સમૂહ કેમ ન કહેવો? પૃથ્વીમય શરીર કેમ ન કહેવુ?

તે "છે' એમ કેમ કહેવુ? અરધા કલાક પહેલા બીજી જગ્યાએ હતો તે હતો એમ કેમ ન કહ્યુ? થોડીવાર પછી પાણીભરનારના માથા ઉપર ચડશે તો "હશે" એમ કેમ ન કહેવુ? 'છે' એટલે હોવાની ક્રિયા છે, કે અસ્તિત્વ ધર્મ છે? સત્ ધર્મ છે?

'ઘડો છે ' એટલે અહીં છે બીજે નથી આ ઘડો છે, બીજો ઘડો નથી પાણી ભરવાનો છે? કે ઘી ભરવાનો છે? કે ત્રાબાનો છે કે? માટીનો? કે પીત્તળનો છે? સોનાનો કે રૂપાનો છે? એ કાઈ નક્કી થતું નથી

ઘડો એટલે તે આકારનુ પાત્ર એવો અર્થ થાય છે પછી તેના જુદા જુદા વિશેષ નામો પડે છે ઘી ભરવાનો ગાડવો, કે તાવણુ કહેવાય પાણી ભરવાનો નાનો હોય, તો મોગીયો કહેવાય ત્રાબા પિત્તળની ગાગર કહેવાય નાની હોયતો કળશી કહેવાય મગળ નિમિત્તે સ્થાપતી વખતે કુભ સ્થાપનામા કુભ શબ્દ વપરાય છે

વળી ઘડા જગતમા થઈ ગયા, ભવિષ્યમા થશે તે દરેકને સૂચવનાર "ઘડો' શબ્દ થઇ શકે છે એટલુજ નહી, પણ ઘડાનુ ચિત્ર ઘડાનો માટીનો નમુનો, ઘડાના સાધનો, ઠીકરા પણ અપેક્ષાએ ઘડો કહી શકાય છે ઘડા શબ્દથી અત્યારે જેમ આપણે એક ઘડો સમજીએ છીએ, પરતુ તેજ શબ્દમા અનેક ઘડા અથવા બે ઘડા સમજાવવાની પણ શક્તિ છે

આ રીતે "ઘડો' અને 'છે" એ બે શબ્દો વિષે વિચાર કરતા કેટલુ બધુ સમજાય છે? આ બધુ વિચિત્ર છતા નયો તેના પ્રતિપાદનમા વ્યવસ્થા લાવી આપી શકે છે

આવુ બધુ ઘડા વિષેનુ જેટલુ જાણવા જેવુ છે, તે બધુ સામાન્ય રીતે ઘડા શબ્દ ઉપરથી નૈગમ નય સમજી શકે છે

બધા ઘડાના સમૂહનુ એક સામટુ જ્ઞાન સગ્રહનય કરે છે

તે તે ઘડાને વ્યવહારનય જુદા પાડે છે

ઋજુસૂત્રનય માત્ર વિદ્યમાન એક કે અનેક ઘડાઓનોજ ઉપયોગ કરે છે કોઇ માણસ કુભારને કહે કે-'મારે પાણી ભરવા જવુ છે ઘડો આપ" તો તે ભવિષ્યમાં પાચ વર્ષે જરૂર આપવાનો હોય, પરતુ તેને એ ઘડાનો ખપ નથી તેને તુરતજ પાણી ભરવા જોઇએ છીએ કેમકે-તે તો ઋજુસુત્રનયના અભિપ્રાયવાળો છે

આ પ્રમાણે ઘડો, ઘડા, ઘડી, ઘડુ, વિગેરેમાનુ કોઇ પણ ઘડા શબ્દથી વાચ્ય થાય છે, તે સામ્પ્રત શબ્દનયના અભિપ્રાયથી થઇ શકશે

પરતુ ઘડો=પાણી ભરવાનો એમ, અને ઘડા=પાણી ભરવાના ઘણા ઘડા સમજાય છે ઘડી=પાણી ભરવાની માટીની કોડી જેવુ વાસણ કહેવાય છે ઘડુ=ખાળનુ પાણી જમીનમા ઉતારવા દાટેલુ ઘડુ કહેવાય છે અથવા ચોમાસાનુ પાણી ભરી રાખવાને નાના ટાકા જેવા ભાગમા માટીનુ વાસણ ગોઠવેલુ હોય છે, તે પણ ઘડુ કહેવાય છે એમ સસ્કૃત ભાષામા વપરાતા 'ઘટ" શબ્દ ઉપરના દરેક પદાર્થને માટે સરખો વપરાય છે, છતા તેના લિગ ભેદે જુદા જુદા વાચ્યો થાય છે તેજ પ્રમાણે ગાગર કહેવાથી ત્રાંબા પિત્તળનો ઘડો સમજાય છે એ સમભિરૂઢ નયના અભિપ્રાયો છે

પાણી ભરવાનો ઘડો મગળ કળશ તરીકે વાપરવા તેને કુભ સ્થાપના તરીકે સ્થાપીએ, ત્યારે તેને આપણે ઘડો નથી કહેતા, તેને આપણે કહીએ છીએ કે-"કુભને સભાળજો કુભની પૂજા કરો" વિગેરે વ્યવહાર એવભૂત નયના અભિપ્રાયો જણાવે છે કેમકે-એ વખતે એ કુમ્ભ છે

હવે, ઘડાના ઉપયોગ કરનારાઓના ઉદ્દેશો-પ્રયોજનો પણ જુદા જુદા હોય છે

ઘડાઓ બનાવવાનુ કે તેને જગતમા અસ્તિત્વમા આવવાનુ મુખ્ય પ્રયોજન પાણી વિગેરે વસ્તુઓ ભરવાના ઉપયોગ માટે છે

પરતુ દરેકને તે એકજ પ્રયોજન નથી હોતુ પાણીમાં ઉતરનાર માણસ તેનો તરવાના સાધન તરીકે ઉપયોગ કરે છે રળીને પેટ ભરવા માટેના ધધાના ઉદ્દેશથી કુભાર ઘડા બનાવે છે

ત્રાબાનો ઘડો ઘરની બહાર રહી ગયો હોય તો ચોર તેને ચોરી જાય, પરતુ તેનો ઉદ્દેશ માત્ર તે વેચીને ગુજરાન ચલાવવાનો હોય છે આમ એક ચીજ માટે અનેક માણસોના અનેક ઉદ્દેશો હોઇ શકે છે

માટીનો ઘડો ટકોરાથી પરખાય છે ત્રાંબાનો પાણી ભરી જોવાથી, ને સોનાનો કસ દેવાથી પરખાય છે

માટીનો ગમે તે સ્થળે પણ અથડામણીથી રક્ષણલાયક બને છે ત્રાંબાના ઘડાનુ રક્ષણ ઘર છે સોનાના ઘડાનુ રક્ષણ તેજુરી છે

એમ-જ્ઞાન સાધન ભેદ, રક્ષણ સાધન ભેદ ઉદ્દેશ ભેદ વિગેરેમા પણ, નયોનો પ્રચાર હોય છે

૧૪૫ નયોના મુખ્ય પાચ ભેદો પડયા છે, પરંતુ છેલ્લા શબ્દ નયના ત્રણ ભેદો ગણતા નયોની સાત સંખ્યા મળી રહે છે

કેટલાક દર્શનો પદાર્થોને અને તેના ધર્મોને ભિન્ન માને છે, કેટલાક અભિન્ન માને છે કેટલાક માત્ર 'કાંઇપણ છેજ નહીં' એમ માને છે, કેટલાક "માત્ર અમુક એકજ દ્રવ્ય-પદાર્થ છે' એમ માને છે એ બધા ભિન્ન ભિન્ન વિજ્ઞાનો છે

પરંતુ જૈન દર્શન-તો તત્ત્વજ્ઞાન દર્શન છે એટલે તત્ત્વજ્ઞાન દર્શન તરીકે જગતની વ્યવસ્થા વિચારતા એક જગત્ પણ અનેક સ્વરૂપે ભાસે છે શિષ્ટ જ્ઞાનીને અનેક સ્વરૂપે-સામાન્ય જ્ઞાનીને પણ અનેક સ્વરૂપે, એક જ્ઞાનીને અનેક સ્વરૂપે, જુદા જુદા જ્ઞાનીઓને મળીને પણ અનેક સ્વરૂપે જગત્ ભાસે છે અને જગત્ છે પણ એવુ આમ વિશ્વનું એકીકરણ-તથા પૃથક્કરણ, બન્નેય સાપેક્ષપણે તત્ત્વજ્ઞાનમા ભાસમાન થાય છે નયોની આવશ્યક્તાનું આ ખાસ બીજ છે સત્-જગત્ અસત્ પણ છે નિત્ય જગત્ અનિત્ય પણ છે સત્-ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યાત્મક છે ઉત્પાદો અનેક પ્રકારના, વ્યયો અનેક પ્રકારના, દ્રવ્યો છ, અને પેટા દ્રવ્યો અનંત દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવ સંજોગે ઉત્પાદ વ્યય પર્યાયો અનંતા અનંત પ્રકારના મુખ્ય,તેના પણ પેટા પર્યાયો અનંત જ્ઞેય રૂપે ભાસમાન વિશ્વપ્રપંચ આમ ફેલાઇ રહેલો હોવાથી, તેની સાથે સાથે તેના પ્રતિપાદક સાપેક્ષ જ્ઞાનો પણ અનંત ફેલાવલા જ છે એ રીતે વિશ્વપ્રપંચના જુદી જુદી રીતના નિરૂપણો નયોની મદદથીજ કરવામાં આવેલ છે, અને નયોની મદદથીજ સમજી શકાય તેમ છે તથા નયોની મદદથી જ નિરૂપણ થઇ શકે છે

આ બધા નયો, કે જેઓનું પાચ કે સાત મૂળનયોમા એકીકરણ કરવામા આવેલુ છે અને તેના પાચસો કે સાતસો ભેદો પાડીને નય શાસ્ત્રની વ્યવસ્થા અભ્યાસીની સગવડ માટે રચી આપવામા આવી છે આ સાતસો નયો પ્રાચીન કાળમા **શતારનયચક્રાધ્યયનમા** હતા આ સિવાય-નયોના સંબંધમા ઘણું જાણવા જેવુ છે તે દ્રવ્ય-ગુણ-પર્યાય-રાસ **નયોપદેશ દ્વાદશારનયચક્રવાલ** વિગેરે ગ્રંથોમાથી રીતસર જાણવાથી જ તેનું ખરૂં સ્વરૂપ સમજાશે

૩૫

૧૪૬ અમારી સમજ પ્રમાણે અહીં આપેલા લક્ષણો માત્ર નિર્દેશ રૂપ છે સાંગોપાંગ લક્ષણો આપવાનુ કામ ઘણુ મુશ્કેલ છે જો કે-જ્ઞાની પુરુષો તે આપી તો શકે પરંતુ તે આપણી સમજમા ઉતરવુ પણ મુશ્કેલ પડે એટલે આ ગ્રંથકાર બાળજીવોને બોધ થવાની ખાસ કાળજી લેતા હોવાથી આપણે નયોનો ખ્યાલ લઈ શકીએ, માટે સામાન્ય રીતે નિર્દેશરૂપ લક્ષણો મારફતે તે ખ્યાલ કરાવે છે વળી દષ્ટાંતો આપીને નિર્દેશમા વધારે આગળ ઉંડા ઉતારે છે તેથી આગળ વિપ્રતિપત્તિની ચર્ચા કરીને નયો વિષે વધારે ખાત્રીભર્યો વિશ્વાસ ઉત્પન્ન કરે છે તથા જીવ અને જ્ઞાનો ઉપર ઉતારીને તે ઉતારવાની ગંભીર શૈલિનો પણ સાથે સાથે નિર્દેશ માત્ર કરે છે

આ સૂત્ર ઉપર આટલુ લાંબુ ભાષ્ય દાખલા દલીલોવાળુ લખીને-નયો સંબંધી થોડો થોડો ખ્યાલ આપતા જઇને પણ નયોના સંબંધમા આપણને કાંઇક ઠીક

ખ્યાલ આપી દે છે ખરો ખ્યાલ તો તત્ત્વાર્થના દરેક પદાર્થો ઉપર નયો ઉતારાય, દરેક સૂત્ર કયા નયની અપેક્ષાએ મૂકવામા આવેલ છે ? તેનો વિગતવાર વિચાર કરાય, તો જ ખ્યાલ આવે તેમ છે પણ એ ઘણુ જ દુર્ઘટ કાર્ય છે છતા પ્રથમરે અભ્યાસીને તેમ કરવાની સૂચના તો કરી જ છે

સારાંશ કે-અહીં આપવામા આવેલા લક્ષણો માત્ર નિર્દેશ સ્વરૂપના છે નહીં કે-સાંગોપાંગ નિષ્કૃષ્ટ લક્ષણો છે એમ અમારી સમજ છે અતમત, નિર્દેશો પણ એવા છે, કે જે ખાસ લક્ષણની નિકટના હોય

૧૪૭ નૈગમનયનુ આ લક્ષણ ખાસ કરીને નૈગમ શબ્દની વ્યુત્પત્તિના અર્થને ચરિતાર્થ કરી બતાવે છે

[ન+એક+ગમ-નૈકગમ-ક નો લોપ સસ્કૃત વ્યાકરણના પૃષોદરાદિ નિયમથી થાય, એટલે નૈગમ શબ્દ થાય છે

એક-ગમ-દિશા-બાજુ જેમા ન હોય, પરતુ જેને ઘણી બાજુઓ હોય અથવા એક તરફનુ-ગમ-એટલ જ્ઞાન-જેમા ન હોય, પરતુ ઘણી તરફનુ જ્ઞાન હોય તે નૈગમ ] આમ પણ બીજા ગ્રથમા અર્થ કરેલો છે

નિગમ એટલે દેશો તેમા થયેલા એટલે પ્રચાર પામેલા હોય-તે નૈગમ અહી પ્રચાર પામેલા એટલે તે ઘટાદિ શબ્દો લેવા જુદા જુદા દેશોમા વપરાતા જુદા જુદા શબ્દો-તે નૈગમ, એવો ભાવાર્થ થયો

તે ઘટાદિ શબ્દોથી-અર્થની જે સમજણ તે નૈગમ નય,

અર્થાત્ તે ઘટાદિ શબ્દોના અર્થોનુ જ્ઞાન, તે નૈગમ નય,

નૈગમનયાત્મક જ્ઞાન, પદો-શબ્દો સાથે જે કોઇપણ રીતે સબધ ધરાવતા હોય, તે સઘળાયે તેના અર્થોને અવગાહે છે અથવા તેમાના અમુક ભાગના એકાદ બે કે થોડા ઘણા અર્થોને પણ અવગાહે છે

અથવા તે તે અર્થોની સમગ્રતા સૂચક શબ્દોને અવગાહે છે, અથવા અર્થના તે સમગ્ર અમુક ભાગસૂચક શબ્દોને અવગાહે છે

અથાત્ કોઇ પણ એક વસ્તુ જેટલી રીતે સભવતી હોય, તેટલી સપૂર્ણ રીતે ગ્રાહ્ય કરી શકાય તેવા શબ્દનો જ્ઞાન પૂર્વક તે વસ્તુ માટે પ્રયોગ કરવામા આવે, તો તે નૈગમનયની દષ્ટિથી પ્રયોગ સમજવાનો છે

દાખલા તરીકે-અરિહત શબ્દનો અર્થ શો કરવો ? આ પ્રશ્ન થાય અરિહત-શબ્દમાં મૂળ શબ્દ અર્હત્ છે अर्हति-पूजा, इति अर्हन् જે મહાત્માઓ જગતની અદરની સર્વોત્કૃષ્ટ પૂજાને લાયક હોય તે અર્હન્ કહેવાય. આ વ્યુત્પત્તિ-સિદ્ધ અર્થ થયો

અરહન્ત, અરિહન્ત-આ ન+રોહન્-રોગથી જે સ સારીપણે ઉગી નીકળે નહી, તે અરુહન્ત અરિહન્ત=રાગાદિ ભાવ અરિ એટલે શત્રુઓને, હન્ત=હણે તે અરિહન્ત એ નિરુક્તાર્થ થયો

તથા અરિહત પ્રભુના નામા તે નામ-અરિહત, અરિહત પ્રભુની પ્રતિમા વગેરે સ્થાપના અરિહત પ્રભુના ભત અને ભવિષ્ય કાળના દ્રવ્યો તે દ્રવ્ય અરિહત અને સાક્ષાત્ અરિહત ભગવતો તે ભાવ અરિહતો એ વિગેરે નિક્ષિપ્તાર્થ ગણાય

તથા વ્યવહાર દૃષ્ટિથી દુનિયામાં જે જે દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવો લાયક હોય, તે પણ **અર્હત્** શબ્દથી વા ચ થતા હોય છે એટલે તના પણ પ્રાકૃત અરિહત શબ્દ પ્રવૃત્તિ શકે છે

મારાશ કે-આખા વિશ્વમાં અરિહત શબ્દ જેને જેને જેવી જેવી રીતે લાગુ પાડી શકાતો હોય તે તે ત્રણેય કાળના જ્ઞાન સ્વરૂપ કે અર્થ સ્વરૂપ, દ્રવ્ય સ્વરૂપ કે પર્યાય સ્વરૂપ જે જે પદાર્થો હોય તે સઘળાને નૈગમનયની દૃષ્ટિથી **અરિહત** શબ્દના અર્થ સમજવાના છે આ **સમગ્ર અર્થ ગ્રાહી નૈગમ નય** તથા અમુક કોઇ એક અર્થને કે-વ્યુત્પત્તિ અર્થને કે કોઈ એવા એકાદ વિભાગને **અરિહત** શબ્દ લાગુ પાડવામા આવે તો તે **દેશ ગ્રાહી નૈગમ** નય કહેવાય

સામાન્યને વિશેષાર્થ પ્રતિપાદક શબ્દ લાગુ પાડીને-અને વિશેષને સામાન્યાર્થક શબ્દ લાગુ પાડીને પણ નૈગમના અભિપ્રાયથી વ્યવહાર કરી શકાય છે દાખના તરીકે —

એક ગરીબ મજુરને કોઇ પૂછે કે "કયા જાઓ છો ?' તે કહેશે કે-'હવે તો-જમવા જાઉ છુ '

મજુરીએથી છુટી મજુરીના પૈસા લઈ પહેલા તો ને-મોદીની દુકાને જઈ, આટો વિગેરે લેશે, ઘેર આવી રસોઇ કરશે પછી જમશે

છતા જ્યારે તે આપણી પાસેથી છુટ્યો ત્યારે તો મોદીની દુકાને જવાની જ ક્રિયા તે વખતે તે કરવાનો હતો જેની તેને પોતાને ખબર પણ છે પરંતુ એ ખાસ ક્રિયા ન કહેતા તેનુ ઘેરજવાનુ સામાન્ય પ્રયોજન જે ભોજન ક્રિયા, તેને ઉદ્દેશીને તેણે આપણને એ પ્રમાણે જવાબ દીધો

સારાશ કે-વિશેષને બદલે સામાન્ય જવાબ આપ્યો ખરી રીતે તે તુરત જ જમવા બેસવાનો નથી વચ્ચે ઘણી ક્રિયાઓ કરવાનો છે તે બધી વિશેષ ક્રિયાઓને તેણે ગૌણ કરી દીધી

બીજા દાખનામા-**યુરોપમા** ગયેલા આ દેશના કોઇ માણસને કોઈ પૂછે, કે "કયા રહો છો?" તો તે જવાબ આપશે કે-"**હિંદુસ્થાનમા**"

અને **હિંદુસ્થાનમા** ગયેલાને કોઇ પૂછે તો-"**ગુજરાતમા**" એમ જવાબ આપશે ગુજરાતમા પૂછે, તો **અમદાવાદમા'** અમદાવાદમા, પૂછશે તો "**માંડવીની પોળમા**'-અને પોળમા કોઈ પૂછે તો અમુક ખાંચામા કે શેરીમા, ત્યાથી આગળ વધી 'અમુક મકાનના અમુ માળ ઉપર અમુક નંબરની રૂમમા' રહેવાનુ કહેશે. અને બહુ પૂછતા તો તે પોતાના શરીર રૂપી ઘરમા તે **જિનદત્ત નામનો** આત્મ રહે છે અને છેવટ જિનદત્તાત્મક આત્મામાં જિનદત્ત રહેલ છે વાસ્તવિક સ્થિતિ આ પ્રમાણે છે

જિનદત્ત આત્મારૂપ અર્થની ખાસ-વિશેષ સ્થિતિ આ પ્રમાણે છે, છતા અમદાવાદ, ગુજરાત, હિંદુસ્થાન, વિગેરે સામાન્ય શબ્દોથી પણ વ્યવહાર ચાલે છે આ દષ્ટાંતમા વિશેષનુ સામાન્ય શબ્દોથી પ્રતિપાદન થાય છે આ પણ નૈગમ નયની મર્યાદા છે કેમકે-તેને એક ગમ જ નથી, અનેક ગમ છે

દ્રવ્યનું પ્રતિપાદન પર્યાયની મુખ્યતાથી અને પર્યાયનુ પ્રતિપાદન દ્રવ્યની મુખ્યતાથી પણ આ નય કરે છે

દાખલા તરીકે—કોઈ બ્રાહ્મણ હિંદુ યજમાનને આશીર્વાદ આપે ત્યારે યજમાન તેને કાંઈ પણ ન આપે-ત્યારે એ ગુરુ ઉપદેશ આપે કે "યજમાન બ્રાહ્મણને દ્રવ્ય દેવુ જોઇએ એવો શાસ્ત્રોપદેશ છે"

હવે જો યજમાન બીજા બ્રાહ્મણને પૈસો આપે તો તે આશીર્વાદ આપનાર બ્રાહ્મણ મનમા કચવાશે કેમકે-યજમાને દાન તો બ્રાહ્મણને આપ્યુ, પરંતુ તેને પોતાને નથી આપ્યુ

તેનો ઉપદેશ સામાન્ય શબ્દોમા હતો, પરંતુ તેમા આપવાની પ્રેરણા પોતાને જ હતી અને "દ્રવ્ય દેવુ જોઈએ" તેનો સામાન્ય અર્થ લઇને કાંકરો દ્રવ્ય તેને આપવામા આવે, તેથી પણ તે ગણે થશે નહીં પણ દ્રવ્ય શબ્દનું તાત્પર્ય ધનાત્મક વિશેષ દ્રવ્યમા છે અહીં બ્રાહ્મણ અને દ્રવ્ય શબ્દો સામાન્ય છે પણ તેનું તાત્પર્ય વિશેષાર્થમા છે

"જિનદત્ત પાસે પૈસો ઘણો છે તે પૈસાદાર છે" પૈસો શબ્દ ત્રાંબાના નાના સિક્કામા રૂઢ છતા, સામાન્ય ધન વાચક તરીકે પણ વપરાય છે અર્થાત્ જિનદત્ત પાસે ધન ઘણું છે આ બધી નૈગમ નયની ગમે તે દિશાઓ છે તે સામાન્ય વિશેષ ઉભયની યથેચ્છ પ્રધાનતાએ પ્રવર્તે છે સામાન્યની પ્રધાનતા હોય, ત્યારે તે સમગ્ર ગ્રાહી ગણાય છે

અને વિશેષની પ્રધાનતા હોય, ત્યારે તે દેશ ગ્રાહી ગણાય છે

નૈગમ નયનુ આ લક્ષણ વાચ્ય-વાચક સંબંધ વિષેનુ સમજાવ્યું છે

પરંતુ કેટલાક એવા પદાર્થો છે કે જેને માટે ખાસ શબ્દો જ નથી એટલે કે અનભિલાપ્ય ભાવો છે, કે જે ફક્ત કેવળી ભગવંતો જ જાણી શકે છે તે વિષે પણ કેવળી ભગવંતોના જ્ઞાનમા નૈગમનય પ્રવર્તી શકે

પરંતુ લક્ષણ બાળ જીવોને સમજાવવા પ્રસિદ્ધિ પ્રમાણે બાંધવુ જોઇએ

૧૪૮. સામાન્ય કે વિશેષ બન્નેય પ્રકારના અર્થો સામાન્યની પ્રધાનતાએ જાણનાર સંગ્રહ નય છે

દાખલા તરીકે—ગાય શબ્દ બધી ગાય માટે વપરાય છે તથા "ગાય તો આ આવી" એ ઠેકાણે વિશેષ ગાય ને પણ ગાય શબ્દથી બોલાવેલ છે 'જિનદત્ત સારો માણસ છે"—ત્યાં માણસ શબ્દ વિશેષ અર્થમા છે અને 'માણસ સમજુ પ્રાણી છે' ત્યાં માણસ શબ્દ બધા માણસ માટે વપરાયેલ છે સારાંશ કે બન્નેય ઠેકાણે માણસ શબ્દને વપરાશ સંગ્રહ નયની મર્યાદા પ્રમાણે છે સંગ્રહ નયનો અભિપ્રાય ન હોય તો અસંગ્રહાત્મક વ્યવહાર જગતમાં થઇ શકે નહીં લશ્કર સમાજ વિગેરે શબ્દો આ નયના પ્રધાન શબ્દો છે

૧૪૯ વ્યવહારનય વિશેષની પ્રધાનતાએ જાણનાર છે કેમકે-દવા સામાન્ય શબ્દથી બધી દવા લઈ શકાય છે પરતુ ગમે તે દવાનો ઉપયોગ કરવાથી ગમે તે રોગ મટી શકતો નથી. **રોગ તેની દવા** માટે વિશેષ વિના ચાલી શકતુ નથી

આ નયની મર્યાદા ન પ્રવતતી હોય તો કોઇ રોગ મટે નહી "અમુક મા-બાપના અમુક સતાનો' એમ નક્કી રહે નહી મોટો ગોટાળો થાય માતા, બેન પત્ની વિગેરે ભેદ ન રહે સ્ત્રીત્વ સામાન્યનો સગ્રહ સગ્રહ નય કરે, પણ તેથી મોટો ગોટાળો થાય

વ્યવહાર વ્યક્તિવાર વિશેષની મુખ્યતાએ પ્રવર્તે છે, એટલે વિશેષો ઘણા હોવાથી તે નયના અર્થો-પદાર્થો ઘણા વિસ્તૃત છે

અને વ્યવહારમા ઉપચાર ધર્મનો ઘણો ઉપયોગ છે પાડોશી ઘાચીને કાકો કહેવો અને ગામની ઘરડી ડોશીને **મા** કહેવી એ ઉપચાર વિના કેમ સભવે? કેમકે-ખરી રીતે તો બાપનો ભાઇ કાકો કહેવાય અને પોતાની કે પોતાના બાપની કે માની માને **મા** કહી શકાય બીજાને શુ?

લૌકિકસમ—એટલે દુનિયાદારીમા સર્વ પ્રકારના સર્વ દર્શનના સર્વ સસ્કૃતિના મનુષ્યો સમાન ભાવે જે વ્યવહાર કરતા હોય છે, લગભગ તેને માન્ય રાખીને વ્યવહાર નય વ્યવહાર કરે છે

કેમકે-વાસ્તવિક સ્થિતિ જુદી હોવા છતા દુનિયામા જેમ કહેવાતુ હોય તેમ **ચદ્રને રોહિણીપતિ બુધને** ચદ્રનો પુત્ર, રાત્રિને ચદ્રવધૂ એવુ જૈન મુનિઓ પણ કાવ્યમાં વર્ણવે છે શુ તે દરેક રીતે સાચુ જ છે? શુ તે પ્રમાણે જ છે? પરતુ વ્યવહાર નયની દૃષ્ટિથી તેમ વર્ણવવામા અસત્ય નથી કેમકે-ઔપચારિક રીતે એ બધુ ઘટી શકે છે અને વ્યવહાર નય ઉપચાર પ્રધાન હોવાથી તે નયની દૃષ્ટિથી વ્યાખ્યાન કરવામાં અસત્યતા નથી

સર્વ દ્રવ્ય સર્વ ક્ષેત્ર, ત્રણ કાળ, સર્વ ભાવ, સર્વ નિક્ષેપા, સામાન્ય-વિશેષ દ્રવ્યાર્થિક-પર્યાયાર્થિક, દૃષ્ટિઓ વિગેરે સગ્રહ તથા વ્યવહાર નયમા સભવે છે

પરતુ સગ્રહ નય, પોતાના સર્વ ઞાનો સામાન્યની-એકીકરણની પ્રધાનતા ધ્યાનમાં લઇને કરે છે

અને વ્યવહારનય પૃથક્કરણની-વિશેષ ધર્મની પ્રધાનતા ધ્યાનમા લઇને પ્રવર્તે છે,

અને નૈગમ નય એવો ભેદ કર્યા વિના બન્ને તરફ યથેચ્છ પ્રવર્તે છે

ત્રણેય નયોમા આ જુદાપણુ છે

૧૫૦ ઋજુસૂત્રમા પણ-નિક્ષેપાઓ તથા દ્રવ્ય ક્ષેત્રો વિગેરે ભેદો પ્રવર્તે છે વ્યવહારનયથી માડીને હવે પછીના દરેક નય વિશેષ ધર્મની મુખ્યતાના જ નયો છે પણ ઋજુ સૂત્ર માત્ર વર્તમાનકાળના વિશેષ પદાર્થને જ અનુસરે છે

એ કેટલીક વખત સ્થૂલ વર્તમાનકાળનો અને કેટલીક વખત સૂક્ષ્મવર્તમાન કાળનો ઉપયોગ કરે છે એટલે સ્થૂલ ઋજુસૂત્ર નય અને સૂક્ષ્મ ઋજુસૂત્ર નય કહેવાય છે

અર્થાત્ ઇન્દ્ર અને પુરંદરને જુદા જુદા પદાર્થો માને છે

અર્જુનનું પાડવ નામ પાંડુ પુત્ર તરીકે છે અને કપિધ્વજ નામ હનુમાનના ચિહ્નવાળી ધ્વજાને લીધે છે

૧૫૪ એવંભૂત નય જે વખતે જે ક્રિયા ચાલતી હોય, તેજ પ્રમાણે પદાર્થને તે શબ્દથી બોલાવે જેવો અર્થ તેવો શબ્દ તે વાપરે છે અને જેવો શબ્દ તેવો અર્થ તેને જોઇએ

બીજા નયો-ઘેર બેઠેલાને પણ ન્યાયાધીશ કહેશે પરંતુ એવંભૂત તો ન્યાય ચુકવવા જ્યારે આસન ઉપર બેસે ત્યારે-ન્યાય ચુકવતી વખતેજ-ન્યાયાધીશ કહેશે.

કોઈ વકીલને ગમચલાઉ ન્યાયાધીશ તરીકે બેસાડેલ હોય, ત્યારે બહારગામના તેને ન્યાયાધીશ તરીકેજ ઓળખશે અથવા પ્રથમનો ન્યાયાધીશ રજા ઉપર હશે, અને કામ ચલાવતા ન્યાયાધીશને કોર્ટમા મળવા આવશે ત્યારે બહારગામથી આવેલા તેને ન્યાયાધીશ નહી સમજે આવી એવંભૂત નયની મર્યાદા છે

આ દરેક નયો જો કે પોતપોતાના વિષયમા સ્વતંત્ર છે છતા બીજા નયોને તે ખોટા ઠરાવતા નથી માટે તે નયો કહેવાય છે પરંતુ પોતપોતાની વાત પકડી રાખે અને બીજાને ખોટા ઠરાવે, તો તે દુર્નયો-નયાભાસ કહેવાય છે પૂર્વ પૂર્વનો વિષય બહોળો છે અને પછી પછીના સૂક્ષ્મ છે

૧૫૫ નય એ શબ્દનો પદાર્થ શો ? એટલે નયનો શો અર્થ ?

એટલે પદાર્થ એટલે અહીં વાક્યાર્થ વિષે પ્રશ્ન નથી, પણ પદનો વ્યુત્પત્તિ અર્થ શો થાય છે? એવો પ્રશ્ન સમજવાનો છે માટે "નયા પ્રાપકા" વિગેરે જવાબ આપે છે

૧૫૬ જીવાદિ પદાર્થોને જ્ઞાનના વિષયમા લઇ જાય, પમાડે કરે, સાધે ઉત્પન્ન કરે, પ્રકાશે ઓળખે, પ્રગટ કરે, તે નયો

૧૫૭ જ્ઞેય વિષયોના જુદા જુદા જ્ઞાનો તે નયો

૧૫૮ ઘટ શબ્દનો અર્થ નૈગમ નયને મતે એક ઘડો, તથા સર્વ ઘડા થાય છે

૧૫૯ સંગ્રહ નયને મતે-સર્વ ઘડા અથવા ઘટત્વ જાતિવાળા એક કે અનેક ઘડા એવો-અર્થ થાય છે

૧૬૦ વ્યવહારને મતે અમુક અમુક ઘડો એવો અર્થ થાય છે

૧૬૧ માત્ર વર્તમાન કાળના નામાદિ નિક્ષેપે નિક્ષિપ્તને તે તે ઘડા કહેશે નામાદિ વિશેષયુક્ત ભૂત-ભાવિ ઘડાઓને ઘડા કહેશે નહીં

૧૬૨ અને સાંપ્રત શબ્દ નયવાળો માત્ર ભાવાદિમાના કોઈ પણ એક નિક્ષેપયુક્ત ઘડાને ઘડો-કુંભ શબ્દથી વાચ્ય કરશે

૧૬૩ સમભિરૂઢ ઘટનક્રિયા યુક્તને ઘડો, અને કુમ્ભન ક્રિયા યુક્તને કુમ્ભ કહેશે પણ ઘટન ક્રિયા યુક્તને કુમ્ભ નહી કહે તેમજ કુમ્ભન ક્રિયા યુક્તને ઘટ નહીં કહે કારણ કે-તે નય પોતાની વ્યુત્પત્તિ પ્રમાણે નઘટતા અર્થને પોતાનો શબ્દ લાગુ થવા નથી દેતો-સંક્રમ થવા નથી દેતો પ્રથમના બીજા નયો પર્યાય ભેદે અર્થ ભેદ નથી રાખતા

# शुद्धिपत्रकम् ।

| पृष्ठे | पङ्क्तिमा | सूत्राङ्क | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|---|
| २ | १५ | १३ | ડડભિનિ બોધ | ડડભિનિબોધ |
| ४ | १२ | ६ | મિથ્યા-દર્શનજ્ઞાના | મિથ્યાદશ ન-જ્ઞાના |
| ५ | २० | ३२ | ગર્ભોપપાતાજજન્મ | ગર્ભોપપાતા જન્મ |
| ६ | १ | ३३ | સવૃત્તા | સવૃતા. |
| ६ | १ | ३३ | મિશ્રશ્ચૈ | મિશ્રાશ્ચૈ |
| ८ | १२ | ११ | મ્યક્ | સમ્યક |
| ८ | ३ | ११ | હિમવન્નિષધ | હિમવન્મહાહિમવન્નિષધ |
| ८ | १८ | ४ | પ્રકીર્ણ કાભિ યોગ્ય | પ્રકીર્ણકાભિયોગ્ય |
| १७ | ३ | ७ | સ્વભ ।। | સ્વભાવો |
| १८ | ५ | २३ | ડપરિગૃહિતા | ડપારિગૃહીતા |
| २४ | १४ | ४४ | દ્વિતીયમ્[१] | દ્વિતીયમ્[२] |
| २५ | ५ | १ | ક્ષયાદ્ | ક્ષયાજ |
| २५ | १३ | ६ | પરિણુભાચ્ય | પારિણામાચ્ય |
| २८ | १६ | | २६ | २९ |
| २९ | २ | | सम्यग् चारित्रम् | सम्यक् चारित्रम् |
| २९ | १४ | | अर्थाना श्रद्धानम्, | अथाना श्रद्धानम् तत्त्वार्थश्रद्धानम्, |
| ३० | २८ | | जिवस्य | ह्य जीवस्य |
| ३० | २८ | | ह्याजीवत्व | जीवत्व |
| ३१ | २२ | | विंस्ताराधिगमो | विंस्तराधिगमो |
| ३१ | २७ | | ( १-३४-३६ ) | ( १-३४-३५ ) |
| ३१ | ३० | | भावानाम | भावानाम् |
| ३२ | ५ | | परिक्षायाम् | परीक्षायाम् |
| ३२ | १६ | | जोवयो | जीवयो |
| ३२ | २६ | | अभ्यन्तर-सन्निधानम् | अभ्यन्तर-सन्निधानम् |
| ३२ | २७ | | इत्यर्थ । | इत्यर्थ । उभयसन्निधानम्-वाह्याभ्यन्तर-सन्निधानम्, इत्यर्थ । |
| ३३ | ३ | | अपि | चापि |
| ३३ | २२ | | रनुयोगद्वारै | रष्टाभिरनुयोगद्वारै |
| ३४ | १८ | | सम्यग् दर्शना | सम्यग्दर्शनी |
| ३७ | १० | | प्रतिपत्तियथास्वम् | प्रतिपत्तिर्यथास्वम् |
| ३७ | १४ | | वह्वादिनाम | वह्वादीनाम |
| ३७ | १६ | | सेतराणाम् | सेतराणाम्-इति |
| ३८ | ४ | | त्रिशत् | त्रिंशत् |
| ३८ | २७ | | अत्राच्यते | अत्रोच्यते |

| | | | |
|---|---|---|---|
| ३९ | ३ | द्विविधम् | द्विविधम्-अनेक-द्वादश-विधम् |
| ३९ | ११ | इात | इति |
| ३९ | १३ | महाविपयरनात् | महाविपयत्वात् |
| ३९ | ३० | थवधिज्ञान क्मि ? | अथ अवधिज्ञान किम् ? |
| ४१ | ३१ | भवत्या सर्वलोकात् | भवत्या-सर्वलोकात् |
| ४२ | २३ | सव | सर्वं |
| ४२ | २४ | ॥ २८ ॥ | ॥ १-२८ ॥ |
| ४२ | २९ | ॥ १-२८ ॥ | ॥ १-२९ ॥ |
| ४३ | १७ | अत्र | अथ |
| ४३ | २१ | व्यग्रे | व्यग्रे |
| ४३ | २२ | त्नद्र | चन्द्र |
| ४४ | १ | इत्यर्थ । | इत्यर्थ । ज्ञानविपर्ययोऽज्ञानम्, इति। अत्राह-तदेव ज्ञानम् ? तदेवाज्ञानम् ? [ इति। |
| ४४ | ४ | च्छितोष्णवच | च्छीतोष्णवच्च |
| ४४ | २४ | लाप्ट | लोष्ट |
| ४४ | २५ | अविशेपण | अविशेपेण |
| ४५ | ५ | नैगम, | नैगममाह। |
| ४५ | ३० | ग्राहीणो | ग्राहिणो |
| ४६ | २ | त्युक्ते | इत्युक्ते |
| ४६ | २ | निंवृत्त | निर्वृत्त |
| ४६ | ३ | निंवृत्त | निर्वृत्त |
| ४६ | ४ | नैकस्मिन् | नैकस्मिन् |
| ४६ | ४ | तज्जाततीयेपु | तज्जातीयेपु |
| ४६ | ५ | साम्रताति | साम्रतातो |
| ४६ | १४ | विप्रतिपत्ति प्रसङ्गा | विप्रतिपत्ति-प्रसङ्ग |
| ४६ | २२ | पद्द्रव्यावरोधात् | पड्द्रव्यावरोधात् |
| ४६ | २९ | तद्वद्—नयवादा | तद्वन्नयवादा |
| ४६ | ३२ | तद्वद्—नयवादा | तद्वन्नयवादा |
| ४७ | १४ | व्यवहार्जुसूत्र | व्यवहारर्जुसूत्र |
| ४७ | ३१ | नो जीव | नो-जीव |
| ४७ | ३१ | नो अजीव | नो-अजीव |
| ४७ | ३१ | नो जीवौ | नो-जीवौ |
| ६७ | ३२ | नो अजीवो | नो-अजीवो |
| ४८ | १४ | मतिज्ञान—केवलज्ञाने | श्रुतज्ञान—केवलज्ञाने |
| ४८ | १८ | ग्राहकत्वात् | ग्राहकत्वात् |
| ४८ | २५ | श्रयन्त्यादिता | श्रयन्त्यादितो |
| ४८ | २६ | मिथ्यादृप्टे | मिथ्यादृष्टे |

# ગૂર્જર ભાષા પર્યાયનુ શુદ્ધિપત્રક

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૪ | પરમાથ | પરમાર્થ |
| ૨ | ૧૯ | શિતગતા | વીતગતા |
| ૩ | ૭ | વિાધ | વિધિ |
| ૩ | ૨૨ | સંગ્રહવાળા | સગ્રહવાળા |
| ૩ | ૨૨ | તત્ત્વાર્થધિગમ | તત્ત્વાર્થાધિગમ |
| ૫ | ૨ | ૧૦૧ | ૧-૧ |
| ૫ | ૩ | સમ્યગ્ | સમ્યક્ |
| ૫ | ૪ | પ્રકરનો | પ્રકારનો |
| ૬ | ૩ | એ પ્રકારે | તેથી એ પ્રકારે |
| ૬ | ૨૦ | અધ્યવસ્થાનેાે | અધ્યવસાય સ્થાનોને |
| ૬ | ૨૭ | છે | છે -૧-૩ |
| ૭ | ૧૨ | આધિગમ | અધિગમ |
| ૮ | ૨ | નિપેક્ષાઓની | નિક્ષેપાઓની |
| ૯ | ૨ | ૬ | ૧-૬ |
| ૧૦ | ૮ | પરમ બિધાન | પરમબિધાન |
| ૧૧ | ૧૧ | સાત | અનત |
| ૧૧ | ૨૫ | સખ્યા | ગ ણ્યા |
| ૧૨ | ૨૧ | સમ્યદષ્ટિ | સમ્યગ્દષ્ટિ |
| ૧૨ | ૨૩ | સમ્યદષ્ટિ | સમ્યગ્દષ્ટિ |
| ૧૩ | ૯ | અન્તમુદ્દત | અન્તર્મુહૂર્ત |
| ૧૩ | ૧૮ | અન્તમુદ્દત | અન્તર્મુહૂર્ત |
| ૧૩ | ૨૬ | સમ્યગદર્શન | સમ્યગ્દર્શન |
| ૧૪ | ૪ | અસ ખ્યાગણુ | અસ ખ્યગણુ |
| ૧૬ | ૬ | ઇન્દ્રય | ઇન્દ્રિય |
| ૧૬ | ૬ | અનિદ્રિય | અનિન્દ્રિય |
| ૧૬ | ૬ | ૧-૧૨ | ૧-૧૪ |
| ૧૬ | ૧૫ | ૧-૧૬ | ૧-૧૫ |
| ૧૬ | ૧૬ | ૧-૧૬ | ૧-૧૫ |
| ૧૭ | ૨૫ | ૧૧-૬ | ૧-૧૬ |
| ૧૮ | ૧૯ | [ પ્રશ્નાકાર ] | [ પ્રશ્નકાર ] |
| ૧૯ | ૭ | ચતુર્વિંશતિ | ચતુર્વિંશતિ |
| ૧૯ | ૮ | કાયોમર્ગ | કાયોત્મર્ગ |
| ૧૯ | ૨૦ | ઉનુત્પન્ન | અનુત્પન્ન |
| ૨૦ | ૧૪ | પુરાવર્તન | પુનરાવર્તન |
| ૨૦ | ૩૦ | સ્વય | સ્વય |
| ૨૨ | ૭ | અવાધ | અવધિ |
| ૨૨ | ૨૫ | અવાધ | અવધિ |
| ૨૩ | ૨૦ | સ્વમિ | સ્વામિ |
| ૨૩ | ૨૬ | અવાધ | અવધિ |
| ૨૪ | ૩ | અવાધ | અવધિ |
| ૪ | ૧૧ | મન | મન |
| ૨૪ | ૨૧ | પર્યોયોમા | પર્યાયોમા |
| ૨૪ | ૨૯ | પ્રવતે | પ્રવર્તે |
| ૨૪ | ૩૦ | અવધિનુાને | અવધિજ્ઞાન |
| ૨૬ | ૨૮ | પદાયોને | પદાર્થોને |
| ૨૬ | ૨૯ | સમને | સમયને |
| ૨૮ | ૨૨ | ૧-૩૬ | ૧-૩૫ |
| ૨૯ | ૧૪ | વ્યુતિપત્તિ | વ્યુત્પત્તિ |
| ૩૨ | ૨ | કરીતે | કરીને |
| ૩૩ | ૩ | મગ્રહ | દેશસગ્રહ |
| ૩૩ | ૩ | માપ્રત | મામ્પ્રત |
| ૩૩ | ૯ | અજીવ | જીવ |
| ૩૫ | ૧૧ | ભાષ્યન | ભાષ્યના |
| ૩૫ | ૧૭ | ગુર્જરભાષા | ગૂર્જરભાષા |

## રહસ્ય-પરિમલનુ શુદ્ધિપત્રક

| | | | |
|---|---|---|---|
| ૨ | ૯ | નિયુકિતગર્ભિત | નિર્યુક્તિગર્ભિત |
| ૫ | ૧૨ | મામા | મા |
| ૫ | ૩૪ | એકે | એક |
| ૬ | ૪ | ચતુર્વિધિ | ચતુર્વિધ |
| ૭ | ૨૮ | ક્ષેય | જ્ઞેય |
| ૧૩ | ૨ | આધર | આધાર |
| ૧૩ | ૨૪ | ઉપેદ્ઘાતરૂપ | ઉપોદ્ઘાતરૂપ |
| ૧૪ | ૧૩ | તેમણ | તેમણે |
| ૧૫ | ૨૨ | બન્યેય | અન્નેય |
| ૧૫ | ૨૩ | અથ | અથ |
| ૧૬ | ૧૭ | પદાર્થોનુ | પદાર્થોનુ |
| ૧૭ | ૬ | ઇદ્રિયાનન્દ્રિયાર્થ | ઇદ્રિયાનિન્દ્રિયાર્થ |
| ૧૭ | ૭ | સમ્યગ્દર્શન | સમ્યગ્દર્શનનુ |
| ૧૭ | ૧૧ | દાષ્ટથી | દષ્ટિથી |
| ૧૭ | ૨૪ | દરેડ | દરેક |
| ૧૮ | ૩ | ભેદ | ભેદે |
| ૧૮ | ૨૩ | વપરાવેલા | વપરાયેના |
| ૧૯ | ૧૦ | તિર્યગ્ | તૈર્યગ્ |
| ૧૯ | ૨૭ | મા | મામા |
| ૨૧ | ૩ | પ્રભૂત-પ્રાભૃત | પ્રાભૃત |
| ,, | ૬ | પ્રાભૃતો | પ્રભૃત-પ્રાભૃત |
| ,, | ,, | ઉદ્દેશો | અધ્યયનો |

| | | | |
|---|---|---|---|
| ,, | ૪ | અધ્યયનો | ઉદ્દેશાઓ |
| ૨૧ | ૧૫ | પાણીનિ | પાણિનિ |
| ૨૧ | ૨૦ | ચિકત્સા | ચિકિત્સા |
| ૨૪ | ૧૧ | સ્વામિ | સ્વામી |
| ૨૪ | ૧૫ | સ્વામિ | સ્વામી |
| ૨૪ | ૩૦ | સર્વાંર્થસિદ્ધ | વિજયાદિચાર |
| ૨૪ | ૩૦ | વિજયવિમાનમા | અચ્યુતદેવલોકમા |
| ૨૪ | ૩૨ | આધક | અધિક |
| ૨૪ | ૩૩ | વિજયવિમાનમા | અચ્યુતવિમાનમા |
| ૨૫ | ૧ | અતમુહૂર્ત | અતર્મુહૂર્ત |
| ૨૫ | ૧૧ | કેવળિને | કેવળીને |
| ૨૫ | ૩૧ | તિર્યંગતિ | તિર્યગ્ગતિ |
| ૨૯ | ૧૩ | સમ્યગ્ | મમ્યક્ |
| ૩૨ | ૧૧ | રોજ | રૌઝ |
| ૩૩ | ૧ | માધક્રિયતે | મધિક્રિયતે |
| ૩૩ | ૧૧ | અનિદ્રય | અનિન્દ્રિય |
| ૩૩ | ૧૨ | બધ- | બધ |
| ૩૩ | ૩૨ | પ્રતિપતિ | પ્રતિપત્તિ |
| ૩૪ | ૧૨ | વગડે | વાગે |
| ,, | ૧૩ | ,, | ,, |
| ૩૫ | ૭ | ૨-૧૧ | ૨-૨૧ |
| ૩૫ | ૧૬ | સ્પર્શાવાળા | સ્પર્શવાળા |
| ૩૫ | ૨૭ | કહેતા | કરતા |
| ૩૫ | ૩૦ | તુ | તેનું |
| ૩૫ | ૩૪ | અતમુહૂર્ત | અતર્મુહૂર્ત |
| ૩૮ | ૧૨ | નરીક | તરીકે |
| ૩૯ | ૧ | વિશુદ્ધા | વિશુદ્ધ |
| ૯ | ૧૪ | વિશુદ્ધાગમ | વિશુદ્ધાગમવાળા |
| ૪૦ | ૯ | નહીં | નહિ |
| ૪૦ | ૨૫ | અધિન | આધિન |
| ૪૦ | ૩૨ | પારરિણામિક | પારિણામિક |
| ૪૧ | ૪ | અનિન્દ્રિય | અનિન્દ્રિય |
| ૪૧ | ૨૫ | તિર્યંગ્ | તિર્યગ્ |
| ૪૨ | ૩૩ | અતમુહૂર્ત | અતર્મુહૂર્ત |
| ૪૩ | ૧૧ | સજ્ઞિપચિંદિય | મજ્ઞિપચિન્દ્રિય |
| ૪૩ | ૧૯ | તફાવતા- | તફાવત- |
| ૪૩ | ૨૭ | અહી | અહીં |
| ૪૪ | ૩૫ | એ કતરફનો | એક તરફનો |
| ૪૫ | ૨૦ | લોકને | લોકને |
| ૪૭ | ૩૩ | મગ્રહ | માગ્રા |
| ૪૭ | ૩૩ | પ્રચારક | પ્રમારક |
| ૪૭ | ૩૩ | પડે | પડેન |
| ૪૮ | ૪ | સાવકલ્પ | સવિકલ્પ |
| ૪૮ | ૨૨ | તત્યાર્થના | તત્વાર્થના |
| ૪૮ | ૧ | વિપર્ય | વિપર્યય |
| ૪૯ | ૧ | અપ્રામાણ | અપ્રમાણ |
| ૪૯ | ૪ | અમમ્યગ્તાનું | અસમ્યક્તાનું |
| ૪૯ | ૯ | અચિક્ષુ | અચક્ષુ |
| ૪૯ | ૩૩ | ચારીત્રની | ચારિત્રની |
| ૫૫ | ૬ | લથી | નથી |
| ૬૫ | ૨૯ | પછીક | પછીકે |
| ૫૫ | ૨૯ | હોઈ | કોઇ |
| ૫૬ | ૧૧ | અત્તિત્વ | અસ્તિત્વ |
| ૫૬ | ૧૩ | પરમાણાઓનો | પરમાણુઓનો |
| ૫૭ | ૩૬ | તેજુરી | તિજોરી |
| ૫૮ | ૧ | મૂખ્ય | મુખ્ય |
| ૫૮ | ૨૪ | ચક્રવાન | ચક્રવાલ |
| ૫૯ | ૮ | વ્યુતિપત્તિના | વ્યુત્પત્તિના |
| ૫૯ | ૧૦ | ક્ષેપ | લોપ |
| ૬૦ | ૩૪ | આત્મ | આત્મા |
| ૬૧ | ૨ | અમદાદાવ | અમદાવાદ |
| ૬૧ | ૧૧ | બ્રાહ્મને | બ્રાહ્મણને |
| ૬૩ | ૧૫ | આદેશન્તર | આદેશાન્તર |
| ૬૪ | ૧૭ | વ્યત્પત્તિ | વ્યુત્પત્તિ |
| ૬૪ | ૩૩ | વ્યુતિપત્તિ | વ્યુત્પત્તિ |
| ૬૫ | ૨ | પદાર્થનેને | પદાર્થને |
| ૬૫ | ૪ | સમરૂ/વાળો | મમભિરૂ/વાળો |
| ૬૭ | ૨ | કાલ્પત | કલ્પિત |
| ૬૮ | ૧૦ | સમ્યગ્ | મમ્યક્ |
| ૬૮ | ૧૧ | સમ્ગ્ | સમ્યગ્ |
| ૬૮ | ૧૫ | પ્રમાણુને અધિગમ | પ્રમાણનયૈરધિગમ |
| ૬૯ | ૨૯ | વ્હેચાણ | વ્હેચણ |
| ૭૦ | ૩ | સ્નામિત્વ | સ્વામિત્વ |
| ૭૦ | ૮ | સમ્યગ્ | મમ્યક્ |
| ૭૦ | ૮ | સમ્યગ્ | સમ્યક્ |
| ૭૦ | ૧૫ | આધગમ | અધિગમ |
| ૭૦ | ૨૨ | પ્રમામનયૈધિગમે | પ્રમાણનયૈરધિગમ |